# आर्य-धर्मनीति अने

## चाणक्य-नीतिसार

ગુજરાતી અનુવાદ સાથે

સારા પુસ્તકોને મૂકી નહિ રાખતાં બીજાઓને વાંચવા આપીને અને તેમને વાંચવા પ્રેરીને ફરતા રાખવાં એ પણ સજ્જનોનું ભૂષણ અને પરોપકાર છે.

ત્રીજી આવૃત્તિ, સં. ૧૯૮૭ સાદું પૂંઠું ૦-૮- પાકું ૦-૧૦-

सस्तु साहित्य वर्धक कार्यालय

અમદાવાદ અને મુંબઈ-૨

# आर्य-धर्मनीति अने

## चाणक्य-नीतिसार

ગુજરાતી અનુવાદ સાથે.


सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी

સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ-અખંડાનંદ

અમદાવાદ અને મુંબઈ-૨

ચોથી આવૃત્તિ, સં. ૧૯૮૭, પ્રત ૧૦૦૦૦, [illegible]

પૃષ્ઠ ૨૫૬, સાદું પૂંઠું ૦।- પાકું ૦।[illegible]

છાપવા છપાવવાની સર્વને છૂટ છે.



સારાં પુસ્તકોને મૂકી નહિ રાખતાં બીજાઓને વાંચવા આપીને અને તેમને વાંચવા પ્રેરીને ફરતાં રાખવાં એ પણ સજ્જનોનું ભૂષણ અને પરોપકાર છે.

અમદાવાદ "સસ્તુ સાહિત્ય મુદ્રણાલય" માં
ભિક્ષુ—અખંડાનંદના પ્રબંધથી મુદ્રિત.

# प्रकाशकनुं निवेदन

(આગલી આવૃત્તિના નિવેદનના સારાંશ સાથે)

## આર્યધર્મનીતિ વિષે

મહાભારત, રામાયણ, વિષ્ણુપુરાણ, હિતોપદેશ, મનુસ્મૃતિ ઇત્યાદિ ધર્મગ્રંથોમાંથી ધર્મ અને નીતિબોધક શ્લોકો સંગ્રહીને આ પુસ્તક **શ્રીયુત ઈશાનચંદ્ર વસુએ** બંગાળી ભાષાન્તર સાથે પ્રસિદ્ધ કરેલું. એ ઉપરથી સ્વર્ગસ્થ **શ્રી નારાયણ હેમચંદ્ર** કે જેઓ ગુજરાતી પ્રજાને પરિશ્રમપૂર્વક સેંકડો પુસ્તકોનાં યથાશક્ય ભાષાંતરો પૂરાં પાડીને જાણીતા થયા હતા તેમણે ગુજરાતી ભાષાન્તર સાથે છપાવેલું અને એની બીજી આવૃત્તિ સં. ૧૯૫૨માં નીકળેલી.

આ પુસ્તક જનસમૂહ માટે ઘણું ઉપયોગી હોવાથી **"વિવિધ ગ્રંથમાળા"ના** પહેલા પુસ્તક તરીકે સં. ૧૯૬૭માં બે વાર છપાયું હતું.

એ પ્રસંગે મૂળ શ્લોકોમાં રહેલી ભૂલો સુધરાવવા ઉપરાંત અનુવાદ તો લગભગ નવોજ યોજાયો હતો.

સ્વ. નારાયણ હેમચંદ્રના બંધુના પુત્ર શ્રીયુત વનમાળી વિઠ્ઠલ હેમચંદ્ર જેમણે સ્વર્ગસ્થનાં સર્વ પુસ્તકોની આવૃત્તિઓ માટે નિષ્કામ-ભાવે રજા આપી હતી; તે બદલ આ સ્થળે પણ તેમના આભારનું સ્મરણ કરવું જોઇએ.

## ચાણક્યનીતિસાર વિષે

"ચાણક્યનીતિ" પણ ઉપલા ગ્રંથને મળતું જણાવાથી "આર્ય-ધર્મનીતિ"માં આવી ગયેલા તથા આવી ગયેલાને મળતા જણાયા તેવા શ્લોકો આમાં ન આવે એવી રીતે બાકીના શ્લોક લીધા છે અને તે યથામતિ પ્રકરણોમાં ગોઠવી " ચાણક્યનીતિસાર " નામ આપ્યું છે.

ઉપલી આવૃત્તિ પણ ઘણાં વર્ષથી મળતી નહિ; તેથી યથાસંયોગ આ આવૃત્તિ છપાઇ છે. વીસ વર્ષપર હાલ કરતાં અર્ધા અને તેથી પણ ઓછા ખર્ચ હતા ત્યારે આ પુસ્તક રફ કાગળ અને સાદાં પૂંઠાં સાથે પાંચ આને નીકળેલું; અને આ આવૃત્તિ વિશેષ સંશોધનસાથે તથા સારા કાગળ પર છપાયા છતાં એજ કિંમતે (અને તરત માટે એથી અર્ધા મૂલ્યે) નીકળે છે તેનું કારણ એક માત્ર ઈશ્વરેચ્છા છે. ॐतत्सत्

શ્રાવણ વદ ૧૧-૧૯૮૭ ભિક્ષુ—અખંડાનંદ

# अनुक्रमणिका

## આર્યધર્મનીતિ

## ચાણક્યનીતિસાર



## शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૪ | ૧૩ | ન કરતો | કરતો |
| ૬૮ | ૬ | च चरित्रं | चरित्रं |
| ૧૮૧ | ૧૪ | પામ | પામે |



# मंगलवाक्य

ऊकारं बिंदुसंयुक्तं नित्यं ध्यायंति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥

બિંદુસહિત જે ૐકારનું યોગી પુરુષો નિત્ય ધ્યાન કરે છે; તે ભોગ અને મોક્ષને આપનારા ૐકાર નામવાળા પરમાત્માને હું વારંવાર નમસ્કાર કરું છું.

सर्वदा सर्वकार्येषु नास्ति तेषाममंगलम् ।
येषां हृदिस्थो भगवान् मंगलायतनो हरिः ॥

જેમના હૃદયમાં સર્વ મંગળના ધામરૂપ એ ભગવાન શ્રીહરિ વિરાજમાન હોય છે; તેમનું સર્વ કાર્યમાં સર્વદા મંગળજ થાય છે; અમંગળ થતું નથી.

यं शैवाः समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्तेति नैयायिकाः ।
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसका
सोऽयं नो विदधातु वांछितफलं त्रैलोक्यनाथो हरिः॥

જે પરમાત્માને શિવના ઉપાસકો "શિવ" નામથી,

વેદાન્તીઓ "બ્રહ્મ" નામથી, બૌદ્ધો "બુદ્ધ" નામથી, પ્રમાણુ-કુશળ નૈયાયિકો "કર્તા" નામથી, જૈનશાસનના પ્રેમીઓ "અર્હન્" નામથી અને મીમાંસકો "કર્મ" નામથી ઉપાસે છે તે ત્રણે લોકના નાથ શ્રીહરિ અમને મનવાંચ્છિત ફળ આપો.

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्व कालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

મહાસાગરરૂપી ખડિયામાં નીલગિરિ પર્વત જેટલું કાજળ હોય; શ્રેષ્ઠ દૈવી કલ્પવૃક્ષની શાખાની કલમ બનાવી હોય અને તે કલમ ગ્રહણ કરીને આ પૃથ્વીરૂપી વિશાળ કાગળ પર સાક્ષાત્ સરસ્વતીદેવી સર્વકાળ લખ્યા કરે; તોપણ હે નાથ! આપના ગુણોનો પાર આવે તેમ નથી.

सत्यव्रतं सत्यपरं त्रिसत्यं सत्यस्य योनिं निहितं च सत्ये ।
सत्यस्य सत्यं ऋतसत्यनेत्रं सत्यात्मकं त्वां शरणं प्रपद्ये ॥

હે સત્યસંકલ્પ! હે સત્યથી પણ શ્રેષ્ઠ! હે ત્રણે કાળમાં સત્યસ્વરૂપ! હે સત્યના ઉત્પત્તિસ્થાન અને સત્યમાંજ રહેનારા! હે સત્યના પણ સત્યરૂપ! હે ઋત અને સત્યરૂપ દૃષ્ટિવાળા અને હે સત્યના આત્માસ્વરૂપ! હું આપને શરણે આવ્યો છું.

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्राविणं त्वमेव त्वमेव सर्वं मम देव देव ॥

અમારે તમેજ માતા છો અને તમેજ પિતા છો.

તમેજ બંધુ છો અને તમેજ સખા છો. તમેજ વિદ્યા છો અને દ્રવ્ય પણ તમેજ છો. હે દેવના દેવ! તમેજ અમારૂં સર્વસ્વ છો.

अजातपक्षा इव मातरं खगाः स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः।
प्रियं प्रियेवाप्युषितं विषण्णा मनोऽरविंदाक्ष दिदृक्षते त्वाम्॥

પાંખો આવ્યા વિનાનાં પક્ષીઓનાં બચ્ચાં જેમ માતાને જોવા ઇચ્છે; ભૂખથી પીડાયેલાં વત્સો જેમ દૂધને ઇચ્છે અને વિયોગી સ્ત્રી પરદેશ ગયેલા પતિને જોવાને ઇચ્છે; તેમ હે કમળ-નેત્ર! મારૂં મન એક માત્ર આપનેજ ઇચ્છે એવી કૃપા કરો.

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात्॥

આ જગતમાં સર્વ પ્રાણીઓ સુખી થાઓ; સર્વ કોઇ નિર્વિકાર થાઓ; સર્વ કોઇ કલ્યાણને જુઓ અને કોઇને દુઃખ થાઓ નહિ.

ॐ द्यौः शान्तिरन्तरिक्षꣳशान्तिः पृथिवी शान्तिरापः
शान्तिरोषधयः शान्तिः सर्वꣳशान्तिः शान्तिरेव शान्तिः।
सामाशान्तिरेधि—ॐ शान्तिः शान्तिः शान्तिर्ब्रह्मशान्तिः।

ૐ આકાશમાં શાંતિ થાઓ; અંતરિક્ષમાં શાંતિ થાઓ; પૃથ્વીમાં શાંતિ થાઓ; જલમાં શાંતિ થાઓ; ઔષધિઓ (વનસ્પતિઓ)માં શાંતિ થાઓ; સર્વ કંઇમાં શાંતિ થાઓ; સર્વત્ર શાંતિ શાંતિ અને શાંતિજ થાઓ; ૐ શાંતિ થાઓ; શાંતિ થાઓ; શાંતિ થાઓ; હે પરબ્રહ્મ! શાંતિ થાઓ.

---

# નિર્ધનો અને ધનવાનો

("ભાગ્યના સ્રષ્ટાઓ"માંથી સારાનુવાદ)

કોઇ પાસે પુષ્કળ ધનમાલ હોય તેથી તેને મારી પાસે બડાઇ મારવા દેવો જોઇએ નહિ અને બતાવી આપવું જોઇએ કે હું પૈસા વિના ચલાવી શકું છું; તથા કોઇ મને પૈસા, સુખ કે માન આપીને ખરીદી શકતો નથી. મારી પાસે પાર્ઇન હોય તથા રોટલો તેને ત્યાંથી મળતો હોય તોપણ તે મારી આગળ રંક છે.—**ઇમર્સન**

જે માણસ સર્વોત્તમ જ્ઞાન-ચારિત્રને ખાતર એકલો, નિર્ધન અને હદપાર થયેલાની પેઠે રહે, છતાં પોતાને દુઃખી માનતો નથી; તેને હું શ્રીમંતમાં શ્રીમંત અને પૂજ્ય ગણું છું. —**ઇમર્સન**

કોઇ પણ વસ્તુએ મારા હૃદયને સૌથી વિશેષ અસર કરી હોય તો તે નાના ઘરમાંના મોટા અંતઃકરણે કરી છે. —**લાર્કોર્ડેર**

જે દેશમાં લક્ષ્મીનો સંગ્રહ વધવાથી માણસો વૈભવી-પતિત થાય છે તે દેશનું અનિષ્ટ જલદી થાય છે. —**ગોલ્ડસ્મિથ**

આરામ નહિ પણ પ્રયત્ન, અને સગવડ નહિ પણ મુશ્કેલીજ ઉત્તમ માણસો ઘડે છે—માણસોને ઉત્તમ બનાવે છે.

એક માણસને જયારે ઇશ્વર શિક્ષણ આપવા માગે છે ત્યારે તે એને સર્વ સાધનોવાળી શાળામાં નહિ પણ તંગીની પાઠશાળામાં મોકલે છે.

ભર્તૃહરિ, ગોરખ, ગૌરાંગ, જ્ઞાનેશ્વર, તુકારામ, રામદાસ, તુલસીદાસ, બુદ્ધ, ખ્રીસ્ત, હ૦ મોહમ્મદ (સલ૦), કાન્ફ્યુશિયસ, નાનક, કબીર, નૃસિંહ, સુદામા, રામકૃષ્ણ પરમહંસ, રામતીર્થ, અગાસિઝ, ફિલિપ્સ, બ્રૂકસ, થૉરો, ગૅરિસન, ઇમર્સન, બીચર, એ સૌ વિરલ આત્માઓ પૈસા વિનાના શ્રીમંત હતા. તેઓ પક્ષીમાં અને પુષ્પમાં સૌન્દર્યનું, ઘાસમાં પ્રભુલીલાનું, વહેતા ઝરામાં ગ્રંથોનું, પાષાણમાં ઉપદેશનું અને પ્રત્યેક વસ્તુમાં કલ્યાણનું દર્શન કરતા હતા. તેઓ જાણતા હતા કે, માણસને સૃષ્ટિસૌન્દર્યના ભોક્તા થવા માટે કશો કર ભરવાનો નથી. તેમને જગતનો પ્રત્યેક પદાર્થ સૌન્દર્યના મહાન સ્રષ્ટા પાસેથી ખાસ સંદેશો

લાવતો જણાતો; અને તે પ્રત્યેક પદાર્થમાં તેનીજ શક્તિ અને સુંદરતા તેઓને જણાતી. જેવી આતુરતાથી રણમાંનો તરસ્યો પ્રવાસી વૃક્ષઘટામાંના ઝરણાનું ઠંડુ પાણી પીએ, તેવી આતુરતાથી તેમનાં મુમુક્ષુ અંતરોએ બીડ, ખેતર, પુષ્પ, પક્ષી, નાળાં, પર્વત અને જંગલમાંથી તે પરમાત્માની શક્તિ અને પ્રેરણા ખેંચી હતી અને તત્ત્વામૃતનું પાન કર્યું હતું. આવી રીતે પ્રાણીઓ અને પદાર્થોમાં રહેલી સારભૂત શક્તિ અને સંપત્તિ તારવી કાઢવી, તથા એ પરમામૃતના પ્યાસા આતુર માનવીઓ પર તેની વૃષ્ટિ કરવી, એ પણ તેમનું કાર્ય હતું. તેઓ માનતા કે, મનુષ્યને સૌથી વધારે મહત્ત્વનો ખોરાક મુખ રસ્તે મળતો નથી પણ મન દ્વારા મળે છે; કારણ કે, મનુષ્યો જો માત્ર પૈસા અને અન્નથીજ જીવતાં હોય તો તેઓ કેવળ પશુનીજ સ્થિતિમાં હોય. વળી મનુષ્યમાં વિકાસ પામવાની જે અમર્યાદ શક્તિ છે તે વિકાસ માટે સ્થૂળ ખોરાક કરતાં માનસિક ખોરાકનીજ તેને બહુ વધારે જરૂર છે. આ પ્રમાણે તેમની સમજણ, ભાવના, શોધ અને સાધના ઉંચી ને ઉંચી થતી ચાલી અને પરિણામે તેમનાં અંતઃકરણ વિશુદ્ધ થઇ સર્વના કર્તાહર્તા, નિયંતા અને અધિષ્ઠાતા પરમાત્મદેવ સાથે અભેદ અનુભવવાવાળાં બની રહ્યાં હતાં. આથી તેમણે વિકાસ પામતા છોડમાં, હાલની વનસ્પતિમાં, સુંદર પાકમાં, અને માનવ-ચારિત્ર્યમાં પરમાત્મદર્શન કર્યું; તથા પ્રત્યેક ઝરામાં, પ્રત્યેક નક્ષત્રમાં, પ્રત્યેક પુષ્પમાં, પ્રત્યેક ઝાકળબિંદુમાં, પ્રત્યેક પ્રાણીના હૃદયમાં અને સર્વત્ર તેનુંજ પ્રતિબિંબ જોયું. તેઓ માનતા હતા કે, માનવપ્રકૃતિ અને સમગ્ર સૃષ્ટિ મનુષ્યના મહાન શિક્ષકરૂપ છે. જો તેનો યોગ્ય સદુપયોગ કરવામાં આવે તો તેઓ એની અસભ્ય રીતભાતને સભ્ય બનાવે; એના બેડોળ જીવનને સુંદર બનાવે; સુંદર જીવનને પવિત્ર બનાવે અને પવિત્ર જીવનને પ્રભુમય બનાવે એમાં જરાય શક નથી.

ઉપલા વિચારોથી ખાત્રી થાય છે કે, આપણે સર્વ જે સ્થિતિમાં રહી શકીએ તે કરતાં ઘણી નીચી ભૂમિકામાં વસીએ છીએ અથવા

આપણે અંધકારમય દુઃખદાયક ખીણોમાં ભમ્યા કરીએ છીએ. આપણે એમ અટવાયા ન કરતાં જ્ઞાનરૂપી દિવ્ય સૂર્યથી પ્રકાશી રહેલા ચારિત્ર-રૂપી ઉચ્ચ અને પરમાનંદપ્રદ શિખર પર ચઢી જવું જોઇએ. ઈશ્વરે આપણા દરેકના હાથમાં જીંદગીરૂપી જે મહાન ગ્રંથ આપ્યો છે તેના પ્રત્યેક પાનાપર ગુહ્ય સત્યો તેણે સ્પષ્ટ લખેલાં છે; છતાં અફસોસ કે આપણે તે પાનિયાં વાંચ્યા વિના ધૂળ પથરા પાછળજ ફાડયા કરીએ છીએ!

રાફેલ પણ વગર પૈસે શ્રીમંત હતો. સર્વ દ્વાર તેને માટે ખુલ્લાં હતાં. તેનો સર્વત્ર સત્કાર થતો અને જ્યાં જ્યાં જતો ત્યાં તેનો સુમધુર આત્મા જ્ઞાન, ચારિત્ર અને આનંદનું વાતાવરણ ફેલાવતો.

હેન્રી વિલ્સન પણ વગર પૈસે શ્રીમંત હતો. પોતાના ઉચ્ચ દરજ્જાને ભૌતિક ઉન્નતિનું સાધન બનાવવા તરફ તેને એટલો તિરસ્કાર હતો કે જ્યારે તેને દેશના વાઇસ પ્રેસિડેન્ટ નીમવાનો સમારંભ થવાનો હતો ત્યારે તે પ્રસંગના ખાસ જરૂરી ખર્ચ માટે તેને પોતાના સાથી પાસે વીસ પૌંડ ઉછીતા લેવા પડયા હતા! પ્રથમ તે મોચીનો ધંધો કરતો ત્યારે પણ ગરીબોનો એવો પરમ મિત્ર હતો કે પ્રત્યેક કાયદા વિષે હમેશાં એમજ પૂછતો કે "શું એ કાયદાથી ગરીબોનું ભલું થશે?"

શું આપણે બુદ્ધ, શંકર, મહાવીર, ક્રાઇસ્ટ, જરથોસ્ત, સુદામા, નરસિંહ મહેતા, મહંમદ (સલ૦), રામકૃષ્ણપરમહંસ, દયાનંદ, ગાંધી કે કૉન્ફ્યુશિયસ ઇત્યાદિ ત્યાગી અને ગૃહસ્થાશ્રમી મહાત્માઓનું અનુકરણ કરીને તેમના જેવા કોમળ, ઉદાર, સ્વાર્થત્યાગી, સંયમી અને પ્રમાણિક થવા માગીએ છીએ? જો તેમ હોય તો તો ભલેને આપણાં ગજવાં તળિયાઝાટક ખાલી હોય તોપણ આપણને એ મહાન ઇચ્છારૂપે બહુ અમૂલ્ય પવિત્ર મહાધન મળેલું સમજવું.

લગભગ દરેક મનુષ્ય પોતાની પાસે હોય તે કરતાં વધારે ધન માગે છે; અને તેની પાછળ દોડી દોડીને હાંફી ગયેલા લાખો કરોડોની એ ભૂખ હજી ભાગી નથી તેમ ભાગશે પણ નહિ; છતાં પણ શું આ જગતમાં સુવર્ણ અને ભોગવિલાસ સિવાય બીજી કોઈ ઇચ્છવા-

યોગ્ય વસ્તુજ નથી ?

'તૃષ્ણા' એ તો ઘાસ્તેલ નંખાયે જતા આગના મોટા ઢગલા જેવો ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો જબરદસ્ત રાક્ષસ છે. આ લૌકિક સંપત્તિરૂપી ડગલો જેમને જેમને બહુ લાંબો પહોળો મળેલો તેમને પણ—તેમના તૃષ્ણારૂપી શરીર કરતાં નાનોજ પડયો છે. ફિલિપ બ્રૂકસ કહે છે કે "સુંદરતાની જેમ પેટી ભરાતી નથી અને સદ્‌ગુણનું જેમ વહાણુ ભરાતું નથી; તેમ દ્રવ્યથી કોઇનું મન ભરાતું નથી."

કેસ્પિયન સમુદ્રમાં એક વહાણુ ડૂબવાની તૈયારીમાં હતું ત્યારે એક ખલાસી બહુ આતુરતાથી ગજવામાં નાણું ભરવા લાગ્યો. માત્ર જે એકજ હોડી હતી તેમાં પોતાની સાથે બેસી જઇ જીવ બચાવવાનું તેના સાથીઓ તેને કહેતાજ રહ્યા; પરંતુ લાંબા વખતથી તેણે જે ચળકતા રૂપિયાની ઇચ્છા અને ભક્તિ કરેલી તેનો લોભ તે તજી શક્યોજ નહિ અને છેવટે બિચારો વહાણુની સાથેજ ડૂબી મુઓ !

મૂરના 'યુટોપિયા'માં ત્યાંના બદમાસ અપરાધીઓમાં સુવર્ણ પ્રત્યે ધિક્કાર ઠસાવવા માટે તેમના હાથપગમાં સોનાની ભારે સાંકળો અને કાનમાં સોનાની ભારે કડીઓ પહેરવાની ફરજ પડાતી અને ગુન્હેગાર બાલકોને તો હીરામોતીથી એટલાં લાદવામાં આવતાં કે જેથી તેઓ પણ તેના સંગ્રહનો અને શોભાનો મોહ તજી દે.

અરે ઓ અંધ અને સારાસારના વિવેકવિનાના માનવીઓ ! તમે ભૂસાને ભરી રાખો છો અને અનાજને બાળી મૂકો છો ! જે જડ દ્રવ્યનો તમે ઉપયોગ કરી શકતા નથી તેને તમે એકઠું કરી રાખો છો; અને જે દૈવી સંપત્તિ વડે પરમ પદાર્થ મેળવી શકો તેના તરફ બેદરકાર રહો છો !

શ્રીમંતો દ્રવ્યનો ઉપભોગ કરતા નથી તેથી એક નિર્ધન મનુષ્ય તેમનો ઉપહાસ કરતો હતો; એટલામાં તેને એક અજાણ્યો માણસ મળ્યો. તેણે તેને એક કોથળી આપીને કહ્યું કે " આમાંથી ઇચ્છશો ત્યારે ત્યારે એકેક રૂપિયો મળ્યા કરશે. શરત એટલી કે એ કોથળીને ફેંકી દો નહિ ત્યાં સુધી એક પણ રૂપિયો તમારે ખર્ચવો

નહિ." પેલો માણસ તો રાજી રાજી થઇ જઇ કોથળીમાંથી રૂપિયા પછી રૂપિયા કાઢવા મંડી પડયો! "અમુક રકમ ભેગી થતાં વ્યાજથીજ મોજ માણીશ" એવા વિચારથી વાપરવાનું મુલ્તવી રાખતો ગયો અને આ તરફ ધારેલી રકમ ભેગી થાય તે પહેલાંજ એથી વધારે રકમ મેળવવાનો વિચાર તેના મનમાં નક્કી થઈ જતો! આ પ્રમાણે હજારથી લાખે અને કરોડે પહોંચ્યા છતાં પણ વાપરવાનું તો ઠેલાયાજ કર્યું; આયુષ્ય ખૂટયું અને રૂપિયાજ ગણતો ગણતો તે મરી ગયો!

એક વાર એક ભિક્ષુકને લક્ષ્મીદેવી મળ્યાં. તેમણે કહ્યું કે "તારી ઝોળીમાં તું કહે તેટલું સુવર્ણ ભરી આપવા તૈયાર છું. શરત એટલીજ કે, તેમાંનું જેટલું જમીન પર પડશે તેટલું ધૂળ થઇ જશે." પછી તે ભિક્ષુકે ખુશી થઇ જઇ ઝોળીમાં સુવર્ણના સિક્કા ભરવા માંડયા. ઝોળી તો ભરાઇ ગઈ પણ તૃષ્ણાનો ખાડો વધ્યા કરી વધુ ને વધુ માગ્યાજ કર્યું! છેવટે સિક્કાના ભારથી ઝોળી ફાટી પડી અને બધું જમીન પર પડી ધૂળધાણી થઇ ગયું!

જ્યારે સેન્ટ્રલ અમેરિકા નામની આગબોટ ડૂબવાની અણી પર આવી ત્યારે તેની વ્યવસ્થા રાખનારી સ્ત્રીએ જેટલું પણ હાથમાં આવ્યું તેટલું દ્રવ્ય લઇને પોતાના કપડામાં બાંધી લીધું અને આગબોટને છોડી જતી છેલ્લી હોડીમાં બેસવાને કૂદકો માર્યો; પરંતુ ધનના બોજાને લીધે તેનો કૂદકો હોડી સુધી નહિ પહોંચતાં તે દરિયામાં પડી અને એવી રીતે તેના સુવર્ણેજ તેને સૌના પહેલી અને ઉંધે માથે દરિયાને તળિયે પહોંચાડી દીધી!

એક મહારાજાને ચેન પડતું ન હોવાથી તેણે પોતાના જોષીઓની સલાહ લીધી. તેઓએ કહ્યું કે જો આપ કોઈ પૂર્ણ સુખી માણસનું પહેરણ પહેરો તો આપને સુખ થાય. પછી સમસ્ત રાજવંશીઓ અને શ્રીમંતોને ત્યાં તેણે તપાસ કરાવી પણ તેઓમાં તો કોઇ પૂર્ણ સુખી મળ્યો નહિ. અંતે એક આત્મતૃપ્ત મસ્તરામ પૂર્ણ સુખી જણાયો; પણ અફસોસ કે મહારાજાના દુઃખનો ઈલાજ તો

હમેશ જેટલોજ દૂર જણાયો! કેમકે એના મનમાં કે શરીરમાં કશું દુ:ખ નહોતું તેમ એની પાસે પહેરણુ પણ નહોતું!

અસંખ્ય માણસોએ આ જીવનરૂપી મધપૂડામાંથી મધમાખીઓના ડંખ ખાધા વિના મધ મેળવવનો પ્રયત્ન કર્યો છે; પરંતુ તેમને સફળતા મળી નથી. "નંદ રાજાએ ધનમાં સુખ શોધ્યું; ઍન્ટનીએ લોકપ્રેમમાં સુખ શોધ્યું; બ્રૂટસે કીર્તિમાં તે શોધ્યું અને સીઝરે રાજ્યવૃદ્ધિમાં શોધ્યું. પણ તેમાંના પહેલાને વિનાશ મળ્યો; બીજાને અપમાન મળ્યું; ત્રીજાને તિરસ્કાર મળ્યો અને છેલ્લાને અકૃતજ્ઞતા મળી. આ પ્રમાણે છેવટે પ્રત્યેક શોધનારનો પોતાનોજ નાશ થયો!"

હવે એક પૈસાદાર નહિ એવા ગૃહસ્થ મહાત્માની વાત સાંભળોઃ—

ડૅા. ગોલ્ડસ્મિથને વૈદકશાસ્ત્રના અભ્યાસી તથા મનુષ્યજાતિના પ્રેમી સાંભળીને એક ગરીબ સ્ત્રીએ તેને પત્ર લખ્યો કે "મારા પતિની ભૂખ મરી ગઇ છે અને બહુ શોકદાયક સ્થિતિ છે; માટે કંઈ દવા મોકલશો તો આભાર થશે." તે દયાળુ કવિએ તરતજ તેને ઘેર જઈ દરદી સાથે વાતચિત કરી તો જણાયું કે તે સાવ નિર્ધનતાને લીધે એ રોગથી પીડાતો હતો. આથી ગોલ્ડસ્મિથે તેને કહ્યું કે "હું કલાકેકમાં થોડી ગોળીઓ મોકલું તે વાપરવાથી તમારો રોગ જશે." પછી તેણે ઘેર જઇ ડબ્બામાં દશ ગીની મૂકી તે પર ચિઠ્ઠી ચોઢી મોકલી કે—"જરૂર પડે તેમ આનો ઉપયોગ કરજો; ધીરજ રાખજો અને શુભેચ્છા રાખજો. એટલે વ્યાધિ મટી જશે."

ગોલ્ડસ્મિથ કેટલીક વાર પ્રસંગ જણાતાં પોતા પાસેનાં એક જોડી વસ્ત્રોમાંથી પણ અર્ધો ભાગ આપી દેતો! એક વાર તેણે પોતાની પથારીની ચાદર અને ઓઢવાનું ગોદડું પણ આપી દીધું અને પોતે ટાઢથી બચવા તળાઇ નીચે ભરાઇ ગયો!

માટે વાંચનાર બંધુ! તમારા અજ્ઞાન અને ભ્રમણાનો નાશ કરવા માટે તથા જ્ઞાન અને ચારિત્ર્યનો ઝંડો ઉંચો ફરકાવવા માટે તમને તમારા પોતાના સ્વયંસેવક બનવાની ખાસ સૂચના છે.

# ગ્રંથોનું ગૌરવ અને પાઠકોનો પ્રેમ

("ભાગ્યના સ્રષ્ટાઓ" ઉપરથી સારાનુવાદ)

જે પુસ્તકો આપણને સૌથી વિશેષ ઉત્સાહ આપે; જે મહાન કાર્ય કરવાને તથા ઉન્નત થવાને સૌથી વિશેષ નિશ્ચયવાળા બનાવે અને જે શુદ્ધ વિચાર અને આચારમાં લઈ જાય તેજ પુસ્તકો ઉત્તમ છે.

જો તમારા જ્ઞાન અને ચારિત્રનો વિકાસ કરવો હોય તો ઉત્તમ ચરિત્રો અને ચારિત્રવર્ધક ગ્રંથો ધ્યાનપૂર્વક વાંચો; અને તેમાંની નીતિ તથા આધ્યાત્મિકતા વર્તનમાં ઉતારતાં–જીવનમાં મેળવી લેતાં શીખો.

શ્વાસમાં લીધેલી સારી યા નરસી હવાની અસરથી આપણે મુક્ત રહી શકતા નથી; તેમ આપણે સારા યા નરસા વાચનનો સારો યા નરસો પ્રભાવ આપણા પર પડતો અટકાવી શકતા નથી. માટે જે ગ્રંથો આપણને ઉન્નત વિચારો આપીને તકો તથા શક્તિઓનો અધિકાધિક સદુપયોગ કરવા પ્રેરે તેવાંજ પુસ્તકો આપણે વાંચવાં જોઇએ.

શું કોઈ તમને એમ સમજાવે છે કે, સદ્ગ્રંથોનો ઉપયોગ તમને સુખના માર્ગથી દૂર કરે છે? ખરૂં સુખ અને ખરી ઉન્નતિ તો તન–મન–ધનની સમસ્ત શક્તિઓનો પ્રયત્નપૂર્વક સર્વભાવે સદુપયોગ કરવાથી થાય છે; અને તેથીજ રામ, લક્ષ્મણ, યુધિષ્ઠિર અને અર્જુન જેવા સામર્થ્ય અને સૌંદર્યની જ્વલંત મૂર્તિ જેવા યુવકોએ પોતાનાં જીવન સર્વોત્તમ જ્ઞાન અને ચારિત્રને સોંપી દઇ તદ્રૂપ બનાવી દીધાં હતાં. માટે એવું અવળું સમજાવે તેને એવાઓની સુકથાઓ કહીને સમજાવો કે, તેઓ પણ તેજ રસ્તે ચાલે.

અડગ રાજપૂત અને મરાઠા મહાવીરોનાં ઉગ્ર પરાક્રમોમાં એ રામાયણ, મહાભારત અને મહર્ષિઓ તથા મહાભક્તોની અસરો મોટા પ્રમાણમાં હતી. વળી મનુષ્યોનાં અંગત સુખ ઉપર તેની કેટલી અસર થઇ છે તેનો તો અડસટ્ટોજ કોણ કાઢી શકે! તેણે મનુષ્ય-

જાતિને કર્તવ્ય-પ્રાપ્તવ્યનું જે ઉત્તમોત્તમ શિક્ષણ આપ્યું છે તેથી કેટલા બધા માણુસો વધુ શાણુા અને વિશેષ સુખી થયા છે?

કેટલા બધા માણુસોને રામાયણ અને મહાભારત તથા તે ઉપરથી રચાયલા ગ્રંથો ગરીબાઈમાં દ્રવ્યરૂપ, પરાધીનતામાં સ્વતંત્રતારૂપ, વ્યાધિમાં આરોગ્યરૂપ અને એકાંતમાં મિત્રરૂપ થઈ રહ્યા છે! ખરેખર ન્યાયમંદિર, રાજ્યસભા, રણુક્ષેત્ર અને તત્ત્વજ્ઞાનની શાળાઓમાં પણુ તેની સત્તા જણાઈ રહે છે. વળી તેનું એટલુંજ ગૌરવ નથી પણુ એ સર્વોત્તમ સાહિત્ય જ્યારે દુઃખી માણુસોને આશ્વાસન આપી શાંત કરે છે અને શોકગ્રસ્ત આંખોમાં આનંદનાં તેજ આંજે છે ત્યારે એ મહાન ગ્રંથોની અજબ અસર સ્પષ્ટ જણાઇ રહે છે.

હજારો વર્ષથી અયોધ્યા અને હસ્તિનાપુરની સત્તા-સ્વાતંત્ર્ય નષ્ટ થયાં છે; તેના નિવાસીઓ પતિત થઇને ભીરુ ગુલામો બન્યા છે; ભાષા અશુદ્ધ બની ગઇ છે; મંદિરો વિદેશી આક્રમણુ અને ઘસારાઓનાં ભોગ થઈ પડયાં છે; પરંતુ મહાભારત અને રામાયણુરૂપે વ્યાસ અને વાલ્મીકિનું માનસિક સામ્રાજ્ય તો આજે પણુ અવિનાશી છે.

પ્લુટાર્કની એક પ્રત મૅડમ રોલેન્ડ પ્રાર્થનામંદિરમાં સાથે લઇ જતી અને વચમાં વિસામો હોય ત્યારે ત્યારે તેમાંનું એકાદ વાકય વાંચી લેતી. પ્લુટાર્કે લખેલાં આ ચરિત્રો નેપોલિયનને પણુ બહુ પ્રિય હતાં. પ્લુટાર્ક એમાં પરમ કુશળતાથી વીર પુરુષોની નાની નાની ખાસિયતો વર્ણુવે છે; પણુ તે બીજા લેખકોએ ધ્યાનમાં લીધી નથી. તે કહેતો કે "મહાન યુદ્ધો વર્ણુવવાનું બીજાઓ માટે રહેવા દઇ હું તો આત્માનોજ ખ્યાલ આપનારી ઘટનાઓ વર્ણુવીશ." શેકસપિયરે પણુ પ્લુટાર્કની ઘણી હકીકતનો અનુવાદ કર્યો છે અને કોઈ કોઇ વાર તો તેનીજ ભાષા અક્ષરશઃ ઉતારી છે.

પ્લુટાર્કનાં જીવનચરિત્રો માનવી મન પર જે અસર કરે છે; તેને માટે એમર્સન તો તે પુસ્તકને બાઇબલથી બીજે નંબરે મૂકે છે.×

× પ્લુટાર્કનાં આ ચરિત્રનો અનુવાદ "વિવિધ ગ્રંથમાળા"માં નીકળશે ખરો.

કૉટન મૅથરનો 'સત્કાર્ય વિષે નિબંધ' ફ્રૅંકલિને પોતાની બાલ્યાવસ્થામાં વાંચેલો તેની અસર તેના આખા જીવન પર થઈ હતી. ગ્રંથ વાંચતી વખતે હાથમાં કલમ રાખવાની અને જે અગત્યનું વાંચવામાં આવે તેની નોંધ લખી લેવાની તે પ્રત્યેકને ભલામણ કરતો.

એમર્સનકૃત 'પ્રકૃતિ'ની અસર ટિન્ડાલના બધા જીવન પર થઇ હતી.

બીંચરે કહ્યું છે કે, રસ્કિનના ગ્રંથોએ મને અવલોકન કરવા-ની કુંચી આપી છે અને એવા ગ્રંથો વાંચ્યા પછી કોઇ પણ આગળ જેવો રહી શકે નહિ અથવા આગલી દૃષ્ટિથી જગતને જોઇ શકે નહિ.

આપણે બાલ્યાવસ્થામાં જે પુસ્તકો વાંચીએ છીએ તેની આપણા ઉપર સૌથી વધારે અસર થાય છે.

મહાત્મા ગાંધીજી એવા ભાવનું કહે છે કે "...અમે રાજકોટ આવ્યા. ત્યાં આવું વાચન ન હતું. એકાદશીને દિવસે ભાગવત વંચાતું ખરૂં. તેમાં કોઇ કોઇ વેળા બેસતો, પણ ભટજી રસ ઉપજાવી શક્યા નહોતા. આજે હું જોઇ શકું છું કે ભાગવત એવો ગ્રંથ છે કે જે વાંચીને ધર્મરસ ઉત્પન્ન કરી શકાય. મેં તો ગુજરાતીમાં તે અતિરસથી વાંચ્યો છે; પણ મારા એકવીસ દિવસના અપવાસમાં ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયજીના શુભ મુખેથી કેટલાક ભાગો સાંભળ્યા ત્યારે એમજ થયું કે, બચપણમાં તેમના જેવા ભાગવત-ભક્તને મુખેથી સાંભળત તો તેની ઉપર પણ મારી બચપણમાંજ સારી પ્રીતિ જામત. તે વયમાં પડેલા શુભ અશુભ સંસ્કારો બહુ ઉંડાં મૂળ ઘાલે છે એમ હું ખૂબ અનુભવું છું અને તેથી કેટલાક ઉત્તમ ગ્રંથો સાંભળવાનું મને તે વયે ન મળ્યું એ સાલે છે."

મારા વાંચનના પ્રેમને બદલે કોઇ બધાં મહારાજ્યોના મુકુટો મારી સામે મૂકે તો તેને પણ લાત મારીને ફેંકી દઉં! —ફેનેલાન

હાલમાં મારા ઘણા મિત્રો છે અને હું તેમને ચાહું છું; પણ તેમના કરતાં સારા વાચનને વિશેષ ચાહું છું. —પોપ

કેટલાક ગ્રંથોએ જગતનું જેટલું હિત કર્યું છે અને હજી કર્યા જાય છે; તેઓ જે રીતે આપણી આશા, હિંમત અને શ્રદ્ધાને જગાડે છે; દુઃખ મટાડે છે; દૂર દૂરના યુગો અને દેશોને એક-બીજા સાથે જોડી દે છે અને સ્વર્ગમાંથી સત્યોને લાવે છે; એ સર્વનો જ્યારે વિચાર કરૂં છું ત્યારે હું આવી ઉત્તમ બક્ષિસ મળવા માટે હમેશાં ઈશ્વરનો આભાર માનું છું. —**જેમ્સ ફ્રીમૅન ક્લાર્ક**

ગ્રંથો એ મિત્રરહિત માણસોના ખાસ મિત્રો છે. —**હિલાર્ડ**

હું નાનો હતો ત્યારે લાકડાંના ઓરડામાં, બગીચામાં અને પાડોશીઓને ત્યાં વાંચતો વાંચતો જતો. મારો પિતા બહુ ગરીબ હોવાથી દિવસે બાગમાં મારી ચાકરીની જરૂર પડતી; પરંતુ રાત્રે મને સુવાડતાં તેને ભારે મહેનત પડતી. કેમકે રાત્રે હું મારાં પુસ્તકો મારી આસપાસ ગોઠવતો અને મૂંગે મોઢે તથા નીચી મૂડીએ મોડા સુધી વાંચ્યા કરી જ્ઞાનામૃત પીવા કરતો. એ સમયે મારા મનમાંથી મારી આસપાસનું જગત ખસી જતું અને મારાં પુસ્તકો મને જે જગતમાં લઇ જતાં તે જગત મને જીવતું જાગતું લાગતું. —**હૉરેસ ગ્રીલી**

પ્રેસિડેન્ટ લિંકને અગાઉ વૉશિંગ્ટન અને હેન્રી ક્લેનાં જીવન-ચરિત્રો ગામડિયા પાડોશીઓ પાસે માગીને પોતાના ઝુંપડામાં સગડી-ને અજવાળે વાંચેલાં. આથી તેના જીવનને પ્રોત્સાહન મળ્યું હતું. વળી એવામાં બુદ્ધિવાદનો અને બીજો એક ગ્રંથ વાંચવાથી તેને એટલી બધી અસર થઇ હતી કે તેની નીતિ લગભગ ડગી ગઈ અને તેણે બાઇબલની વિરુદ્ધમાં એક નિબંધ લખ્યો! પણ પછી સુભાગ્યે પાછલાં વર્ષોમાં તેણે જે ગ્રંથો વાંચ્યા તેણે આ ખરાબ અસર દૂર કરી હતી.

"પુસ્તકોમાં હું ગુંથાયેલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખ-ચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે; તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × ×

એક પછી બીજું, એમ સારાં પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતરવિચાર પણ કરી શકશો." **મ૦ ગાંધીજી**

"તમે પુસ્તકાલયમાં પેસતાંજ ઘણા બહોળા જનસમુદાયમાં દાખલ થાઓ છો. ત્યાં મોટામાં મોટો લાભ એ મળે છે કે, ત્યાં તેમને ઓળખાવનાર માણસની તમને જરૂર પડતી નથી અને તે મોટા સમૂહમાંથી ફાવે તે સાથી તમે પસંદ કરી શકો છો. કારણ કે તે અમર માણસોના મૂગા સમુદાયમાં જરાય અહંકાર નહિ હોવાથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ માણુસ હલકામાં હલકા માણુસની સેવામાં નમ્રતાથી હાજર થાય છે અને તમે તમારી હલકાઇનો ખ્યાલ લાવ્યા વિના ગમે તે મહાન માણુસ સાથે છૂટથી વાતચીત કરી શકો છો. કારણ કે ઉત્તમ ગ્રંથો ઉચ્ચ કુલની પેદાશ હોવાથી તેઓ કોઇ પ્રકારના ભેદભાવથી કોઇની લાગણી દુઃખવતા નથી." **—જીકી**

"મારા અભ્યાસગૃહમાં મને ખાત્રીપૂર્વક માત્ર બુદ્ધિમાનો સાથેજ વાર્તાલાપ કરવાનું મળે છે; જ્યારે બહાર તો મૂર્ખાઓના સંસર્ગમાંથી છૂટવું મુશ્કેલ થઈ પડે છે!" **સર વિ. વૉલર**

કેટલા બધા માણુસોને ગરીબાઇ અને દુઃખમાં પુસ્તકોએ આશ્વાસન આપી ચિંતા તથા ઉદાસીને બદલે મધુર સુખ આપ્યું છે!

આપણે ગરીબ હોઇએ; સમાજથી તિરસ્કારાયેલા હોઇએ અને સંતસમાગમની તક ન મળતી હોય; પણ પુસ્તકોને તો આપણે ઉત્તમોત્તમ મિત્રો બનાવી શકીએ છીએ × × અને સર્વ યુગોના મહાન પુરુષો સાથે ધરાતાં સુધી વાર્તાલાપ કરી શકીએ છીએ.

પુસ્તકોમાં આપણી સબળતા અને દુર્બળતા, આપણી વિશાળતા અને સંકોચ, આપણા અભિપ્રાયો અને રુચિઓ, આપણી અનુકૂળતા અને પ્રતિકૂળતા, આપણી સહૃદયતા અને જડતા, એ સર્વનાં પ્રતિબિંબ અપણુને સ્પષ્ટ જણાઇ રહે છે.

"સાહિત્યની ઉપાસના મનુષ્યને બીજા ધંધાને માટે નાલાયક બનાવી દે છે; એ વાતને ખોટી, સિદ્ધાંતથી વિરુદ્ધ અને અનુભવ

વિનાની કલ્પના માનીને એનો અનાદર કરજો.

સારા ગ્રંથો ચારિત્ર્યને ઉન્નત કરે છે; રુચિને શુદ્ધ કરે છે; હલકા આનંદોનો મોહ મટાડે છે અને આપણને ઉંચકીને વિચાર અને જીવનની ઉચ્ચ ભૂમિકા પર મૂકી દે છે.

એક ઉત્તમ વિચારથી ભરેલો ગ્રંથ વાંચ્યા પછી તરત હલકાં કામ થઇ શકતાં નથી. જે માણસ ઉપલક રીતે અથવા આનંદ માટે વાંચે છે તેનામાં પણ રસિકતા અને મીઠાશ તો આવશેજ.

સાધારણ રીતે આપણા લોકોને સહેલું વાચન જોઇએ છીએ; આગગાડીમાં યા ઘરમાં વખત જાય અને ધ્યાન રોકે એવું વાચન જોઇએ છીએ; પણ અંગ્રેજ લોકો મોટે ભાગે તાત્ત્વિક ગ્રંથો, પ્રાચીન ગ્રંથો અને જેમણે જીવવાનો પોતાનો હક્ક સ્થાપિત કર્યો હોય એવાજ ગ્રંથો વાંચે છે. તેઓ "તાજા ગ્રંથો" અને ખૂની હકીકતો-વાળી તથા પ્રેમલાપ્રેમલીની નવલકથાઓ માટે આતુર હોતા નથી.

"ગ્રંથ એ ઉત્તમ સોબતી છે. તમે ઇચ્છો ત્યારે એ સર્વ બોધ સહિત આવે છે; પણ કદી તમારી પૂંઠ પકડતો નથી. તમારા દુર્લક્ષ્યથી એ ગુસ્સે થતો નથી; તમે બીજા આનંદો તરફ વળો તો તે ઇર્ષ્યા કરતો નથી અને કશો બદલો લીધા વિના મૌન-પૂર્વક તમારી સેવા કરે છે. તે પોતાના શરીરમાંથી તમારી સ્મરણ-શક્તિમાં પેસતો જણાય છે. તેનો આત્મા ઉડીને તમારામાં આવે છે અને તમારા મગજ પર કાબુ કરી લે છે." —**બીચર**

ગ્રંથો જીભ વિનાના અને મૂંગા છતાં જગત પર સત્તા ચલાવે છે. તેઓ શક્તિહીન અને જડ દેખાવા છતાં જંગલમાં આગ ફરી વળે તેમ તેઓ માણસોનાં મન, હૃદયો અને મગજોમાં ફરી વળી પ્રકાશ પહોંચાડે છે અને અંધકારમય આકાશમાં તારાનું કામ કરે છે.

પ્રજાઓ ઉન્નત અને અવનત થાય છે; શહેરો નાશ પામે છે; વિશાળ સામ્રાજ્યો પાયમાલ થઈ જાય છે; પરંતુ તેઓનો સમસ્ત ભૂતકાળ પુસ્તકોમાં વિદ્યમાન હોય છે. એક વારના બળવાન ગ્રીસનો,

હસ્તિનાપુરનો અને અયોધ્યાનો બધો ભાગ પુસ્તકોમાં રહેલો છે. તેનાં લશ્કરો અને શિલ્પકળા નષ્ટ થઇ માત્ર થોડાં ખંડેરોજ આજે ઉભાં છે; પણ તેનાં પુસ્તકો તો સદાકાળ રહી મનુષ્યો પર અસર કર્યા કરશે.

પુસ્તકોનો મોટામાં મોટો લાભ તેમાંની જે હકીકત આપણને યાદ રહે તેથી થતો નથી; પણ તેમાંથી જે સૂચના આપણને મળે છે તેથી થાય છે. એક સારો ગ્રંથ અથવા મિત્ર ઘણી વાર આપણામાં રહેલી ગુપ્ત શક્તિને જગાડે છે. ઘણી વાર તો આપણે આપણાજ વિચારો અને ભાવનાઓ પુસ્તકોમાં જોઇએ છીએ અને ખરૂં જોતાં પુસ્તકોથી આપણે આપણી જાતને ઓળખતાં શીખીએ છીએ. આપણું એક અંગ મનુ, વ્યાસ, ગઝાલી કે એમર્સનના ગ્રંથમાં જોઇએ છીએ તો બીજું શેક્સપિયર કે કાલિદાસના ગ્રંથમાં જોઇએ છીએ; આપણો એક વિચાર વાલ્મીકિ યા હોમરના ગ્રંથમાં હોય છે તો બીજો શંકરાચાર્ય, બુદ્ધ, રામાનુજ કે ડાંટેના ગ્રંથમાંથી મળી આવે છે. આ પ્રમાણે આપણું સંપૂર્ણ વ્યક્તિત્વ (ખામી અને ખુબી વગેરે) જાણી રહીએ ત્યાંસુધી આ ક્રિયા ચાલ્યાજ કરે છે.

તમે જે રીતે કુહાડાને શરાણ પર ચઢાવો છો તેજ રીતે તમારે કોઇ પણ ખાસ પુસ્તકનું મનન અને અભ્યાસ કરવો જોઇએ. તમે કાંઇ કશું ઉમેરવા માટે શરાણ પર કુહાડો ચઢાવતા નથી પણ ધાર કાઢવા માટે ચઢાવો છો. શરાણમાંથી નીકળતા તણખા કરતાં પુસ્તકોમાંથી મળતી અસરો બહુ કિંમતી હોય છે; તેમ એ ઉચ્ચ અસરો મેળવનારૂં આપણું મગજ કુહાડાની ધાર કરતાં બહુજ કિંમતી હોય છે.

બેકન કહે છે કેઃ–"કેટલાક ગ્રંથોનો માત્ર સ્વાદજ લેવાનો હોય છે અને કેટલાક ગળી જવાના હોય છે; માત્ર થોડાજ ચાવી ને પચાવી દેવા જેવા હોય છે. મતલબ કે કેટલાંક પુસ્તકોના માત્ર થોડાજ ભાગ વાંચવાના હોય છે; કેટલાંક પુસ્તકો વાંચવા જેવાં હોય છે પણ મનન કરવા જેવાં નહિ; અને થોડાક ગ્રંથો તો રોમે રોમ વ્યાપી ચારિત્રમાં ઉતરે ત્યાં સુધી પ્રયત્ન, કાળજી અને મનનપૂર્વક વાંચ્યા

કરવા જેવા હોય છે.” બેકન વધુ કહે છે કે—

“વાચન મનુષ્યને સંપૂર્ણ બનાવે છે.
વાતચીત તેને તૈયાર બનાવે છે.
લેખન તેને ચોક્કસ બનાવે છે.
ઇતિહાસ તેને ડાહ્યો બનાવે છે.
કવિતા તેને રસિક બનાવે છે.
તત્ત્વજ્ઞાન ઉંડી બુદ્ધિવાળો બનાવે છે.
નીતિશાસ્ત્ર તેને ગંભીર બનાવે છે.
ન્યાય અને અલંકારશાસ્ત્ર વાદવિવાદ કરવાની શક્તિ આપે છે.”

બીકી કહે છે કેઃ–પોતાનાં પુસ્તકોની વચ્ચે જીવવા અને મરવા માટે સિસેરોએ પોતાની સઘળી સંપત્તિ છોડી દેવા ઇચ્છા બતાવી હતી એ કાંઇ આશ્ચર્યની વાત નથી. પેટ્રાર્ક અંતસુધી પોતાનાં પુસ્તકો વચ્ચે રહ્યો અને તેમાંજ મુવો એમાં પણ નવાઇ નથી. બેડ લખાવતો લખાવતો મુવો; લિબ્નિઝ હાથમાં પુસ્તકસહિત મુવો તથા લૉર્ડ ક્લૅરેન્ડન ટેબલ આગળ મુવો એ પણ સ્વાભિવક છે.

બકલના અંતસમયના શબ્દો “મારૂં ગરીબ બિચારૂં પુસ્તક!” પુસ્તકો પ્રત્યેની એની તીવ્ર પ્રીતિ દર્શાવે છે, કે જે મૃત્યુને પણ વિસરાવી દે! સ્કૉટ જ્યારે અંતકાળે એબટ્સફર્ડમાં આવ્યો અને તેને ઉંચકીને તેના પુસ્તકાલયમાં લઇ જવામાં આવ્યો ત્યારે તેના મર્દાનગીભરેલા મુખ પર દડ દડ આંસુની ધારા ચાલી! ખરેખર, તેણે પોતાનાં પુસ્તકોને એવી યોગ્ય રીતેજ અંતિમ પ્રણામ કર્યાં હતા.

ધોળા વાળવાળો અને માત્ર હાડપિંજરરૂપ બની ગયેલો સધિ પુસ્તકોને વાંચી શકતો ન હતો ત્યારે તેને પંપાળતો અને ચુંબન કરતો હતો; એ ચિત્ર તો વળી બહુજ અસરકારક છે!



# ગીતાજીનો ઉપયોગ અને લાભ

ખરેખર ગીતાના જેવો દિવ્ય સંદેશ પહોંચાડનારો ગ્રંથ આજ સુધી બીજો નથીજ રચાયો. ગીતાના સંબંધમાં માનવજાતિએ એટલી બધી આલોચના–પ્રત્યાલોચના કરી છે કે જેટલી આજસુધી બીજા કોઇ પણ ગ્રંથની થઇ નથી. ગીતાના કેવળ અંતરંગ રૂપ ઉપરજ એટલું બધું લખાયું છે કે જો તે બધાનો સંગ્રહ કરવામાં આવે તો મહાભારત જેવડા કેટલાય ગ્રંથ ભરાઇ જાય.

ગીતાના **કાવ્યમાધુર્ય** ઉપર કવિ વિમુગ્ધ થાય છે તો ગીતાના **સાર્વભૌમ નીતિશાસ્ત્ર** ઉપર નીતિજ્ઞ ગળગળો થઇ જાય છે. ગીતાના **નિષ્કામ કર્મયોગ** ઉપર કર્મયોગી આફરીન થાય છે અને ગીતાની **વીર વાણી** ઉપર દૃઢપ્રતિજ્ઞ માનવી આસક્ત થાય છે. કોઇ ગીતાને **જ્ઞાનનો સાગર** કહે છે તો કોઇ તેને **ઉપનિષદોનું હૃદય** કહે છે. કોઇ એને **કર્મયોગશાસ્ત્ર** કહે છે તો કોઇ **ભક્તિસૂત્ર** કહે છે. વાસ્તવમાં ગીતા એ નટવર **શ્રીકૃષ્ણચંદ્રની** એક એવી **અલૌકિક ઝોળી** છે અને એવું **સ્વર્ગનું કલ્પવૃક્ષ** છે કે જેના વડે માનવી જે કંઈ જોઇએ તે મેળવી શકે છે. જો એમ ન હોત તો ગીતામાંથી લોકોની ભિન્ન ભિન્ન રુચિ અનુસાર કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, પ્રવૃત્તિ, નિવૃત્તિ વગેરે ચિત્રવિચિત્ર ફળો ક્યાંથી નીકળી શકત?

એક દિવસે રોમન જાતિનું નામ સાંભળતાં યુરોપની જાતિઓ ભીંજાયલી બિલ્લીની પેઠે ધ્રૂજતી હતી. એક સમયે બેબીલોનિયનોના ડરથી યુરોપીયનો થરથર કંપતા હતા. એક જમાનામાં યુરોપ, એશિયા અને આફ્રિકામાં ઇજીપ્શિયનોનો દમામ ચાલતો હતો અને એક કાળમાં ગ્રીકોની ધાક સમસ્ત યુરોપમાં ફેલાઇ ગઈ હતી; પરંતુ એ બધી જોરાવર જાતિઓ કાળરૂપી સમુદ્રમાં ક્યાંની ક્યાંય વિલીન થઇ ગઇ અને આ હિંદુજાતિ–કે જે કાસ્પિયન, ગ્રીસ, બલ્ક, હિરાત અને ત્રિવિષ્ટપ(તિબેટ)માંની આગલી જાતિઓથી ઘણા કાળ પહેલાં

ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં સુરસ શ્રુતિમંત્રોની લહરિમાં અવગાહન કરતી હતી તે—આજપર્યંત ટકી રહી છે એનું શું કારણ? અમારા અભિપ્રાય પ્રમાણે એનું જબરદસ્ત કારણ તેનું સર્વોત્તમ સાહિત્ય (અને તેનો પ્રચાર તથા પાલન) છે. વળી આ વાત પણ સત્ય છે કે, એ મહાન સાહિત્યનું મંથન કરીને તેનું હૃદય ગીતામાં યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્રે એવી અજબ અને સુંદર રીતે ગોઠવી દીધું છે કે એના જેવો હિંદુજાતિની પ્રતિષ્ઠા અને મહત્તાનો સર્વત્ર પ્રચાર કરનારો બીજો એક પણ ગ્રંથ સમગ્ર સંસારમાં નથી.

આજે હિંદુજાતિ ગુલામ છે, દરીદ્ર છે, છિન્નભિન્ન છે અને ધૂર્ત જાતિઓ તો તેને "કપિલા ગાય" જેવી ભલી અને ભોળી માને છે; પરંતુ જ્યારે એ કપિલા ગાય—એ હિંદુજાતિ—ગીતાની અભય વાણી તરફ કાન માંડે છે ત્યારે તેઓ એને ભૂખ્યા વાઘ જેવી ભયંકર જુએ છે અને તેમનાં એકે એક ગાત્ર ઢીલાં ઢબ થઇ જાય છે! જ્યારે એ જાતિઓ જુએ છે કે, એ ગરવી ગીતાના અનુવાદ ફૈઝીએ ફારસીમાં, અબુ સુલેહે અરબીમાં, સ્લેગને લેટિનમાં, ડિમિટ્રિયસે ગ્રીકમાં, બર્નુફે ફ્રેન્ચમાં, લોરિંજરે જર્મનમાં, સ્તાનિસલસ ગેટીએ ઇટાલિમાં અને ટૉમ્સન, આર્નોલ્ડ, ડેવિસ, બીસેન્ટ તથા ચાર્લ્સ વિલ્કિન્સને અંગ્રેજી ભાષામાં કરીને ઘણીખરી નીતિશૂન્ય જાતિઓમાં આ **સદાચારશાસ્ત્ર**નો પ્રકાશ ફેલાવવા પ્રયત્ન કર્યો છે; ત્યારે એ પ્રજાઓ શરમાઇ જઇને હિંદુજાતિને મસ્તક નમાવે છે અને તેને આદિગુરુ, આદિસભ્ય, આદિવીર, આદિનીતિજ્ઞ અને આદિશાસક તરીકે માને છે. ચાર્લ્સ વિલ્કિન્સનના ગીતાના અનુવાદની ભૂમિકા તે સમયના હિંદના વાઇસરૉય વૉરન હેસ્ટિંગ્સ સાહેબે લખી છે તેમાં તેમણે મુક્તકંઠે સ્વીકાર્યું છે કે "**કોઇ પણ જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે.**" અમેરિકાનો સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર એમર્સન તો ગીતાના પુસ્તકને પોતાની દૃષ્ટિ સામેજ રાખતો. કેમકે ગીતાને તે **સમગ્ર વિશ્વના સાહિત્યમાં**

**સર્વોત્તમ ગ્રંથ,** માનવના **ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી** તથા અનુભવની **સૌથી મહાન સંપત્તિ** માનતો હતો. જ્યારે તે ગીતાનો **"सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि"** એ શ્લોક વાંચતો ત્યારે તેનું આખું શરીર પુલકિત થઈ જતું; તેનું હૃદય નાચી ઉઠતું અને તે કલાકોના કલાકો સુધી આનંદાશ્રુ વહાવતો! તે પોતાના ગીતા પુસ્તકને ઈષ્ટની મૂર્તિમાન ગણતો અને તે પુસ્તક હજીસુધી ન્યુયૉર્કની એક લાયબ્રેરીમાં સુરક્ષિત છે. ચીની ભાષામાં ગીતાનો અનુવાદ કરનાર ચીનો માણસ તો શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર એટલો બધો મુગ્ધ હતો કે તે દરરોજ તેનું વાચનમનન કરીને ત્રણ ચાર વાર પ્રેમરુદન કરતો હતો. ચીનાઓએ તો એનું નામજ કિશનજી (કૃષ્ણજી) પાડી દીધું હતું. અને હજી પણ ત્યાં તે એજ નામથી ઓળખાતો હોઇ તેનું અસલ નામ ભુલાઇ ગયું છે!

બાલી અને જાવા બેટમાં ગીતાના કેટલાયે ગદ્યપદ્ય અનુવાદ છે અને ફિલ્મોમાં ગીતાનાં બધાં દશ્યો દેખાડવામાં આવે છે. આ વિશાળ ભારતમાં તો વેદો કરતાં પણ ગીતાની પ્રતિષ્ઠા વધારે છે.

આપણે ત્યાંની તો વાતજ જુદી છે. અહીં તો જેણે ગીતા ઉપર કંઇ પણ લખ્યું ન હોય તે સમર્થ આચાર્યજ ગણાતો નથી. કેમકે તેમનો કોઇ પણ મત કે સિદ્ધાંત એવો હોતો નથી, કે જેનું તેમણે ગીતાથી સમર્થન ના કર્યું હોય. એજ કારણથી અદ્વૈતવાદી શંકરાચાર્ય, વિશિષ્ટાદ્વૈતવાદી રામાનુજાચાર્ય, વિશુદ્ધાદ્વૈતવાદી વલ્લભાચાર્ય, દ્વૈતવાદી મધ્વાચાર્ય અને દ્વૈતાદ્વૈતવાદી નિમ્બાર્કાચાર્ય વગેરેએ અને તેમના અનુયાયીઓએ ગીતા ઉપર એટલાં ભાષ્યો, વ્યાખ્યાઓ, વૃત્તિઓ, વિવૃત્તિઓ, ટીકાઓ, ટિપ્પણીઓ, આલોચનો, રહસ્યો અને વિવરણો સંસ્કૃતમાં લખ્યાં છે કે એ બધું જો કોઇ વાંચવા માગે, તો તે પાછળ બે-ચાર જન્મ ગાળવા પડે! આ સાંપ્રદાયિક વિવેચનો ઉપરાંત ગીતા ઉપર સેંકડો સ્વતંત્ર વ્યાખ્યાગ્રંથો પણ સંસ્કૃતમાં લખાયા છે. ભારતની પ્રાકૃત ભાષાઓમાં પણ શ્લોકાનુવાદ,

ભાવાનુવાદ, છાયાનુવાદ, આલોચના, અંતરંગ વિવરણ અને બહિરંગ સમાલોચનાના અગણિત ગ્રંથો નીકળ્યા છે. એમાં લોકમાન્ય તિલક, હીરેન્દ્રનાથ દત્ત અને અરવિંદ ઘોષના ગ્રંથો સર્વોત્તમ ગણાય છે.

તુલસીકૃત રામાયણ સિવાય ભારતની કોઈ પણ ભાષામાં એવો કોઈ પણ ગ્રંથ નથી કે જેનો ગીતા જેટલો પ્રચાર હોય. પ્રત્યેક ધર્મપ્રેમી હિંદુ તેનો નિત્યપાઠ કરે છે. મરણ વખતે પણ ગીતોપદેશ સંભળાવવાની અત્યંત પ્રાચીન પરિપાટી આપણે ત્યાં છે. વધારે તો શું, ભારતના જડચેતન સર્વમાં ગીતોપદેશના સંસ્કારો ભર્યા પડયા છે. અલબત્ત તે અવ્યક્ત છે, વ્યક્ત નથી. સૂતેલા છે, જાગ્રત નથી.

ગીતાના આ દિવ્ય કિંતુ અવ્યક્ત અને સૂઈ રહેલા ઉપદેશને વિકાસ અને જાગૃતિના નવીન સ્વાંગ સજાવવા એ હિંદુજાતિનું હાલનું પરમ આવશ્યક કર્તવ્ય છે. આપણે તો ગીતાજ્ઞાન માત્ર વાંચીએ છીએ; તેનો સદુપયોગ કરવાનું જાણતા નથી. આપણે "**निर्वैरः सर्व भूतेषु**" નો પાઠ કરીએ છીએ પણ ઘરમાં તો વેરઝેરના દાવાનળ સળગતા હોય છે! આપણે "**युध्यस्व विगतज्वरः**"નું રટણ કરીએ છીએ પણ ધર્મ અને જાતિની રક્ષાર્થે રણાંગણમાં કૂદી પડતાં ડરીએ છીએ! આપણે "**क्लैब्यं मा स्म गमः पार्थ**"નું પારાયણ કરીએ છીએ પણ મા–બહેનોની આબરૂ લૂંટાતી જોવા–જાણવા છતાં નપુંસકતાજ દર્શાવીએ છીએ! આપણે "**सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम्**"નો દમ મારીએ છીએ; પણ દેશની સ્વાધીનતાના સંગ્રામમાં નાગી તલવારોની ધારો ઉપર નાચતાં ડરીએ છીએ! આપણે "**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप**"ની બુલંદ ગર્જના કરીએ છીએ પણ વ્યવહારમાં તો હીજડાઓની પેઠે માર જ ખાયા કરીએ છીએ! આપણે "**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः**" ની બડાઇ હાંકયા કરીએ છીએ પણ ધર્માત્માઓના તનતોડ પરિશ્રમ છતાંયે આત્મબળ ખીલવીને સંસારને ચકિત કરી શકતા નથી!

ગીતાનો નિત્યપાઠ કરો; તેને સમજો અને તે પ્રમાણે આચરણ

કરો. જો તમે એ પ્રમાણે કરો; જો ગીતાનો વ્યાવહારિક ઉપયોગ કરો; તો તો એનો એકાદ શ્લોક પણ તમારી નસોમાં ચેતના જગવવાને પૂરતો છે. ગીતાનો એક એક શબ્દ અભયવાણીનો એક એક એવો અજબ નમુનો છે કે જો આઅભય વાણીનો ભકત આદરી બેસે તો કૃતાંત કાળને પણ ધૂળભેગો કરી શકે તો પછી મનુષ્યોના તે શા હિસાબ? હકીકત આવી હોવાથી પ્રત્યેક દેશાભિમાનીએ આ અભય વાણીને પોતાના હૃદયપટ ઉપર સુવર્ણાક્ષરે લખી લેવી જોઇએ. હિંદુ સંગઠનના નશામાં મસ્ત રહેનાર વ્યકિતઓએ એવો પ્રખર પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી પ્રત્યેક હિંદુગૃહમાં આ **અભય વાણી-નું**–આ **ગીતોપનિષદ્**નું રટણ રામનામની પેઠે થયા કરે. જેઓ સંસ્કૃતમાં ગીતા સમજી શકતા નથી તેઓ પોતાની માતૃભાષામાં વાંચે; અને જેઓ વાંચી જાણતા નથી તેઓ બીજા પાસે વંચાવીને સાંભળે. આ રીતે જે દિવસે બધા હિંદુઓ ગીતાભકત થઇ તેનો વ્યાવહારિક ઉપયોગ કરશે; અથવા કરવા માટે હિંદુજાતિ સમક્ષ જાગૃતિનો શંખનાદ ગજવશે; તે દિવસે આ ભૂમંડળમાં એવી કોઇ પણ જાતિ નહિ રહે કે જે આપણી સામે આંખ પણ ઉંચી કરી શકે! જે દિવસે આપણે ધર્મરક્ષણ અને દેશાભિમાનને ખાતર વીરવ્યાઘ્ર અર્જુનની પેઠે ત્રિલોકવિજયી ગાંડીવનો વિજયટંકાર કરીશું; તે દિવસે આ સંસારમાં એવી કયી પ્રબળ શક્તિ છે કે જે ઘુંટણીએ પડીને શિર નમાવે નહિ? ગીતાસિદ્ધાંતના પાયા ઉપર જે દિવસે આપણે સંગઠન કરી લઇશું તે દિવસે વિશ્વની પ્રભુતામત્ત શક્તિઓ પણ ધ્રૂજી ઉઠશે અને ભયંકર કૃતાંત કાળ પણ કંપી ઉઠશે.

(કલકત્તાના "હિંદૂપંચ" ઉપરથી સારાનુવાદ)

# રામાયણનું મહત્ત્વ

## प्रीति करै रामायण माहीं,
## तेही सम भाग्यवंत कोउ नाहीं ॥

**સ્વામી વિવેકાનંદ** કહે છે કે–"રામાયણ, એ જગતમાં જેનો જોટો મળતો નથી એવો અનન્ય સાહિત્યગ્રંથ છે."

**સાહિત્યસમ્રાટ બંકિમચંદ્ર** કહે છે કે–"રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થદોષ જેટલો દૂર થયો છે; તેટલો કોઇ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાથી પણ દૂર થયો નથી."

**મી. ગ્રેફ્રુટ** કહે છે કે–"રામાયણને વાંચીને અમે કંઇકના કંઇક બની રહીએ છીએ. અમારામાં ઉંચા ઉંચા ખ્યાલ પેદા થઇ જાય છે; અને તે સદ્ગુણો કે જે મનુષ્યની ઉત્કૃષ્ટતાના ભૂષણરૂપ છે; તે અમારી સામે આવી ખડા થઇ જાય છે. સત્યાચરણ, પુત્રોની ભક્તિ, પતિવ્રતાધર્મ, પતિકર્તવ્ય, પિતામાતાનો સ્નેહ, વિનય, ધીરજ, દયા, સારાંશ કે માનુષી ગુણોનું એવું કયું ચિત્ર છે કે જેનું યથાર્થ રૂપ કવિએ પોતાની જાદુભરી કલમ વડે આમાં નથી આલેખ્યું?"

**સંતરામ શર્મા** કહે છે કે–"રામાયણ એ કહેવામાં તો એક મહારાજાનું જીવનચરિત્ર છે; પરંતુ વાસ્તવમાં તો એ ગ્રંથ આ સંસારના મળનો નાશ કરનારા અગ્નિરૂપ છે. એ અંધકારમાં પ્રકાશરૂપ છે; સ્ત્રીઓનો ધર્મ છે; પુરુષોનું પૌરુષ છે; બ્રાહ્મણોનું બ્રહ્મતેજ છે; ક્ષત્રિયોનો ક્ષાત્રધર્મ છે; વૈશ્યોનું ધન છે; શૂદ્રોનો ધર્મ છે; અને ગૃહસ્થાશ્રમી નરનારીઓનો સુખદીપક છે. એ ગ્રંથરૂપી તેજસ્વી દીપક હાથમાં રાખીને જો કોઇ તેના પ્રકાશમાં સંભાળથી ચાલે તો તે જીવનયુદ્ધમાં કદી પણ હારવાનો નહિ...જગતનો ઇતિહાસ વાંચનારા કહે છે કે, વેદોનો પ્રચાર હઠી જવા પછી જો કોઇ પણ

રસાયણે હિંદુજાતિને જીવતી રાખી હોય તો તે આ રામાયણ છે. એનાજ બળથી હિંદુ નારીઓમાં સતીત્વનું અને હિંદુ નરોમાં બલિદાન કરવાનું સાહસ રહ્યું છે."

**ચિંતામણ વિ. વૈદ્ય કહે** છે કે:-"કાવ્યનાં બંને અંગ-કવિ અને નાયક-ની બાબતમાં રામાયણની બરોબરી કરે તેવો કોઇ પણ ગ્રંથ કોઇ પણ દેશમાં મળી આવશે નહિ. રામચંદ્ર સરખો અલૌકિક સામર્થ્ય તથા ઉદાત્ત નીતિવાળો અન્ય કોઈ પણ પુરુષ જગતભરના ઇતિહાસમાં દેખાતો નથી; તેમ મહર્ષિ વાલ્મીકિના જેવી પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળો કવિ પણ કોઇ જણાતો નથી. પ્રાચીન કવિઓ હોમર તથા વર્જીલના "ઇલિયડ" તથા "ઈનીડ" ગ્રંથો અને મિલ્ટન કવિનો 'પેરેડાઇઝ લૉસ્ટ' પાશ્ચાત્ય દેશોમાં ઉત્તમ ગણાય છે; પરંતુ એ સર્વ ગ્રંથોથી રામાયણ કેટલી બધી શ્રેષ્ઠ છે! કદાચ કોઈ કાવ્યશક્તિમાં હોમર વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; પણ તેઓના કાવ્યનાયકો ઍકિલિસ વગેરે નીતિની દૃષ્ટિએ તો રામાયણના રામચંદ્રાદિ કરતાં બહુ ઉતરતા છે. સારાંશ કે, રામાયણ માટે આર્ય લોકો જે અભિમાન ધરાવે છે તે યોગ્યજ છે."

**પંડિત રામનરેશ ત્રિપાઠીજી** લખે છે કે:—આજથી ત્રણસો વર્ષ પહેલાં તુલસીદાસરૂપી મધુપે સંસ્કૃત ભાષાનાં અનેક રામાયણ, પુરાણ, કાવ્ય, ઇતિહાસ, નાટક, સ્મૃતિ, ઉપનિષદ્ અને સંહિતારૂપી અત્યંત સુંદર ફૂલોનો મધુર રસ એકત્ર કરીને તુલસીકૃત રામાયણરૂપી જે મધ તૈયાર કર્યું હતું તે હજી સુધી આર્ય-હિંદુઓને ઘેરઘેર મોજૂદ છે; અને તે જેટલું જૂનું થતું ચાલે છે તેટલો તેનો સ્વાદ અધિક મધુર થતો ચાલે છે. મધ જેમ અનેક શારીરિક વ્યાધિઓ ટાળવામાં ઔષધિઓને સહાય આપે છે; તેમ રામાયણરૂપી મધ અનેક માનસિક વ્યાધિઓ ટાળવામાં સહાય કરે છે. (આ રામાયણરૂપી મધનું મહત્ત્વ આથી પણ સમજાશે કે તે સાડાત્રણસો વર્ષ જેટલું જૂનું છે; અને) એમાંનો એકમાત્ર અયોધ્યાકાંડ રચવામાંજ તુલસીદાસ-

જીએ દોઢસોથી વધારે સંસ્કૃત ગ્રંથોનો રસગ્રહણ કર્યો છે.

હવે આ પ્રશ્ન સ્વભાવતઃ સામે આવે છે કે, શું સંસ્કૃતના બધા ગ્રંથ તુલસીદાસજીને કંઠસ્થ હતા? અમે જેટલા પણ ઉંડા ઉતરીએ છીએ તેટલા આ અદ્વિતીય રામાયણની અદ્ભુત પ્રતિભા જોઇને ચકિત થઇએ છીએ. સંસ્કૃતરૂપી નંદનકાનનમાં વિચરણ કરીને તુલસીદાસરૂપી ભ્રમરે સમસ્ત ફૂલોનો રસ લઇ જે મહામિષ્ટ અને અતિ હિતાવહ મધ તૈયાર કરી હિંદુ જાતિને દાન કર્યું છે તેની તુલના સંસારના કોઇ પણ દાન સાથે થઇ શકે નહિ.

**પંડિત અયોધ્યાસિંહજી કહે છે કે:**—હરકોઇજાતિની સંસ્કૃતિજ તેનું જીવનસર્વસ્વ હોય છે. કોઇ પણ જાતિ પોતાની સંસ્કૃતિ ખોઇને જીવી શકતી નથી. આ સંસ્કૃતિજ એક એવી આધારશિલા હોય છે કે જેના ઉપર જાતિજીવનનો વિશાલ મહેલ બંધાય છે; અને જે દિવસે આ આધારશિલા હાલી ઉઠે તે દિવસે એ મહેલ-ગમે તેટલો મજબૂત અને વિશાળ હશે તોપણ-જરૂર તૂટી પડવાનો.

રામાયણ અને મહાભારતની પવિત્ર સંસ્કૃતિના બળથી હિંદુ-ધર્મ આજ સુધી જીવે છે. કવિકુલપુંગવ વાલ્મીકિની મહિમામયી કલમ જેમ આ આર્ય સંસ્કૃતિઓનો ઉલ્લેખ કરીને ધન્ય થઇ છે; તેમ ગોસ્વામી તુલસીદાસની કલામયી કવિતામાં આર્ય સંસ્કૃતિનો અલૌકિક ચમત્કાર દેખાય છે.

**શિવસ્વામી ઐયર કહે છે કે:**-"અમારૂં રાજ્ય છીનવી લેવાય; ઐશ્વર્ય ધૂળમાં મળી જાય; વિભવ પદદલિત થાય; બધી સંપત્તિ લૂંટાઇ જાય; ટુંકમાં અમે સર્વ પ્રકારે નિર્બળ બની જઇએ અને સર્વસ્વ ગુમાવી બેસીએ તોપણ જો અમારાં રામાયણ અને મહાભારત જેવાં અલૌકિક રત્ન સુરક્ષિત રહી શકે તો અમે કદી નિઃસત્વ થવાના નહિ."

**શ્રી. વ્રજવલ્લભજી લખે છે કે:**—અવશ્ય કોઇ અતિ શુભ મુહૂર્તમાં શ્રીગોસ્વામી તુલસીદાસજીએ રામચરિત-માનસની રચના

આરંભી હતી. હંસવાહિની વીણાપાણિ માતા સરસ્વતીને એ સમયે પૂરો અવકાશ હતો; માતા નચિંત પ્રફુલ્લિત અને આનંદોન્મત્ત હતી; કવિતા–કલાપની લહેરો તેના હૃદયસરોવરમાં ખૂબ લહેરાઇ રહી હતી; નવે રસની રેલ તેના હૃદયમાં રેલાઇ રહી હતી; તાન–તરંગથી વીણા ઝંકારિત થઇ રહી હતી; માતા પોતે ગાઇ રહી હતી, બજાવી રહી હતી અને આલાપી રહી હતી; એવામાં ભક્તવત્સલ ભગવાને પરમ ભક્ત ગોસ્વામીજીનો કાવ્યરચના તરફ ઝુકાવ જોઇને સરસ્વતી મૈયાને આજ્ઞા કરી એટલે તરતજ ગોસ્વામીજીના 'ઉર–અજિર'માં આવીને માતા સ્વતંત્રપણે સ્વચ્છંદ નાચવા લાગી; અથવા કહો કે લીલામય પ્રભુ પોતેજ તેમના હૃદયકમળમાં વાણીને નચાવવા લાગ્યા !

કવિ, જ્ઞાની, વિજ્ઞાની, ભક્ત, રસિક, જિજ્ઞાસુ બધાજ એની પાસે આવી અભીષ્ટ પદાર્થ પામે છે અને કૃતાર્થ થઇ રહે છે. શ્રી-ગોસ્વામીજીએ તો આ અમૂલ્ય ગાથાની રચના '**स्वांतः सुखाय**' કરી હતી; પરંતુ એમાં પોતે એવા સફળ થયા કે આજે આ ગ્રંથરત્ન કરોડો તપેલાં હૃદયોને સુખશાંતિ આપી રહ્યો છે. તે કેટલાય ભૂલ્યા ભટક્યા મનુષ્યોને સન્માર્ગ પર લાવી રહ્યો છે; સાધકોને સિદ્ધિ આપે છે; ફકીરોને તેમના 'મંજિલે–મકસૂદ'ની (યથેચ્છ પદાર્થની) પ્રાપ્તિ કરાવે છે; વ્યથિત હૃદયને શીતલ કરે છે અને વિમુખોને સન્મુખ કરે છે.

**સૈયદ કાસીમઅલી "સાહિત્યાલંકાર" લખે છે કે–**

અમારા મહાન આચાર્યોએ પ્રાચીનકાળમાં જે મહત્ત્વપૂર્ણ ગ્રંથો રચ્યા તેમાં રામાયણ એક અપૂર્વ ગ્રંથ છે. એની રચનાને હજારો વર્ષ વીતવા છતાં હજી પણ ભારતવર્ષમાં મહેલોથી તે ઝુંપડીઓ સુધીમાં એની પૂજા, પાઠ અને આરતી થાય છે; અને તે એટલા માટે કે આ ગ્રંથ અનેક પ્રકારનાં ઉપદેશરત્નોથી ભરપૂર છે. એમાંનો પ્રત્યેક શબ્દ મનોહરતાના અને ગૂઢાર્થના સંચામાં ઢળાયલો છે તેથીજ તે પોતાનું અનેરૂં ઝવેરાત સંસારમાં દર્શાવી રહ્યો છે.

એમાં સ્ત્રીસમાજની પવિત્રતા, શક્તિ અને મહાનતા વિષે જેવો પ્રકાશ સમાયલો છે; તેવો પ્રકાશ બીજા કોઈ ગ્રંથમાં નથી દેખાતો. × × આવા ઉચ્ચ આદર્શવાળી શિક્ષા નથી તો બાઈબલ, તૌરેત, કુરાન ઇત્યાદિ કોઇ ધર્મગ્રંથમાં મળતી; કે નથી એ ગ્રંથોમાં સ્ત્રીજાતિ માટે આટલો સુંદર અને સુદૃઢ ધર્મમાર્ગ મુકરર કરેલો.

રામાયણ ઉપર હું એટલાજ માટે પ્રેમ રાખું છું અને મેં મારી કોમના કેટલાય વિવાહોમાં કન્યાઓને રામાયણ ગ્રંથ દહેજમાં આપીને તેઓ પ્રત્યે તેની મહત્તાનો ઇસારો કર્યો છે, કે જેથી તે પતિવ્રત ધર્મની અનુગામિની થઇને સ્ત્રીજાતિની મહત્તા માટે ગર્વ રાખે. આથી કરીને મારી જ્ઞાતિએ તો મને કલંકિત કરવાનું બીડું ઉઠાવેલું; પરંતુ મેં સ્પષ્ટ કહી દીધું કે, **રામાયણ કંઇ માત્ર હિંદુસમાજનો ગ્રંથ નથી પણ સમસ્ત માનવસમાજની સંપત્તિ છે.**

રામાયણના વ્યાપક ભાવોમાં તલ્લીન થવું અને સર્વ પ્રકારે તે મુજબ વર્તવું એજ તેની સાચી પૂજા છે. હાલમાં પશ્ચિમની સભ્યતાએ ભારતીય આદર્શની ભવ્યતાને ટાળવા–ભૂંસવામાં કસર નથી રાખી; અને તેથી અમારી નૈતિક શક્તિ પ્રાયઃ બધાંજ ધર્મકાર્યોને માટે ક્ષીણ થતી ચાલી છે. એણે છૂટાછેડા પુનર્વિવાહ તથા સ્ત્રીસ્વાતંત્ર્યની હિલચાલ વડે 'પાતિવ્રત-ધર્મ'ની શ્રેષ્ઠ ભાવના ઉપર કુહાડો માર્યો છે અને એમાં પણ સંદેહ નથી કે, પુરુષસમાજે એ બાબત તરફ એટલી ઉદાસીનતા બતાવી છે કે જેથી સ્ત્રીસમાજની ક્રાંતિમાં પાશ્ચાત્ય સભ્યતા હજી પણ પોતાનો ભૂરો પ્રભાવ નાખી રહી છે.

છેવટે મને પૂર્ણ આશા છે કે હિંદુ, મુસલમાન, ઇસાઈ આદિ સર્વ ધર્માવલંબીઓ આ 'પાતિવ્રત-ધર્મ'નું મનન કરીને એના પ્રચારમાં સહાયક થવા માટે પોતાની વીખરાયેલી શક્તિઓને એકત્ર કરશે; માતૃશકિતની અખંડ જ્યોતિ પાછી એક વાર જગતને પોતાના દિવ્ય પ્રકાશથી ચકિત કરી દેશે અને માનવજીવન કૃતકૃત્ય થઇ રહેશે !



# आर्यधर्मनीति

## अध्याय पहेलो

### ધર્મ, જ્ઞાન અને સત્યનો મહિમા

एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।
शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥१॥

ધર્મ એજ એક મનુષ્યનો એવો સુહૃદ્ બંધુ છે, કે જે મૃત્યુ પછી પણ મનુષ્યનો સાથી થાય છે; અને સ્ત્રીપુત્રાદિ બીજું બધું તો શરીરના નાશ સાથેજ જતું રહે છે. ૧

नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः ।
न पुत्रदारं न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः ॥ २ ॥

પરલોકમાં પિતા, માતા, પુત્ર, સ્ત્રી કે જ્ઞાતિ એ કોઈ સહાય થતાં નથી. કેવળ ધર્મજ સહાય અર્થે રહે છે. ૨

एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते ।
एकोऽनुभुंक्ते सुकृतमेक एव च दुष्कृतम् ॥ ३ ॥

---

૧ મનુ૦ ૮–૧૭. ૨ મનુ૦ ૪–૨૩૯. ૩ મનુ૦ ૪–૨૪૦.

જીવ એકલોજ જન્મે છે, એકલોજ મરે છે અને એકલોજ પોતાનાં સારાં અને માઠાં કર્મોનું ફળ ભોગવે છે. ૩

**तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ।**
**धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥ ४ ॥**

તે માટે પોતાને સહાય થવા સારૂ ધીમે ધીમે પણ નિત્ય ધર્મનોજ સંચય કરવો. આ અજ્ઞાનાદિ અંધકારમય દુસ્તર સંસારને ધર્મનીજ સહાય વડે તરી શકાય છે. ૪

**एकाकी चिन्तयेन्नित्यं विविक्ते हितमात्मनः ।**
**एकाकी चिन्तयानो हि परं श्रेयोऽधिगच्छति ॥ ५ ॥**

એકાંતમાં એકલાએજ નિત્ય પોતાના ખરા હિતનું ચિંતન કરવું. કારણ કે એકાકી ચિંતન કરતા રહેવાથીજ સુકૃત વધતાં ચાલી મનુષ્ય પરમ કલ્યાણને પામે છે. ૫

**स्रवन्ति न निवर्त्तन्ते स्रोतांसि सरितामिव ।**
**आयुरादाय मर्त्यानां तथा रात्र्यहनी पुनः ॥ ६ ॥**

નદીના પ્રવાહોમાં વહી જતું પાણી જેમ ફરીને પાછું આવતું નથી, તેમ રાત્રિ અને દિવસની સાથે વહી જતું મનુષ્યોનું આયુષ્ય પાછું આવતું નથી. ૬

**यथा हि पथिकः कश्चिच्छायमाश्रित्य तिष्ठति ।**
**विश्रम्य च पुनर्गच्छेत्तद्वद्भूतसमागमः ॥ ७॥**

---

૪ મનુ૦ ૪-૨૪૨. ૫ મનુ૦ ૪-૨૫૮. ૬ શાન્તિ૦ ૩૩૩-૧૨૫૧૬. ૭ હિત૦ ૬૬૭.

જેમ કોઈ પ્રવાસી ઝાડની છાયા નીચે બેસી વિસામો લઇને પાછો ચાલવા માંડે છે; તેવોજ આ સંસારમાં પ્રાણીઓનો સમાગમ છે. ૭

**अनित्यं यौवनं रूपं जीवितं द्रव्यसंचयः ।**
**ऐश्वर्यं प्रियसंभाषो मुह्येत्तत्र न पंडितः ॥ ८ ॥**

યુવાવસ્થા, રૂપ, જીવન, દ્રવ્યનો સંગ્રહ, ઐશ્વર્ય અને પ્રિય સંભાષણ, એ બધું નાશવંત હોવાથી જ્ઞાનવાને તેમાં મોહિત થવું જોઇએ નહિ. ૮

**न धर्मोऽस्तीति मन्वानाः शुचीनवहसंति ये ।**
**अश्रद्दधाना धर्मस्य ते नश्यन्ति न संशयः ॥९॥**

ધર્મ જેવી વસ્તુજ નથી,(પણ 'લાઠી તેની ભેંસ' છે,) એવું માનનારા જેઓ પવિત્ર પુરુષોને હસે છે અને ધર્મ પ્રત્યે અશ્રદ્ધાવાળા છે તેઓ નાશ પામે છે, એમાં સંશય નથી.૯

**ये तु धर्मानसूयन्ते बुद्धिमोहान्विता नराः ।**
**अपथा गच्छतां तेषामनुयातापि पीड्यते ॥ १० ॥**

એવા મોહાન્ધ બુદ્ધિવાળા જે મનુષ્યો ધર્મ પ્રત્યે ઈર્ષ્યા કરે છે તેઓ ખોટે રસ્તે જાય છે, અને તેમને અનુસરનારાઓ પણ પીડાજ પામે છે.૧૦

**धर्मं यो बाधते धर्मो न स धर्मः प्रकीर्तितः ।**
**अविरोधात्तु यो धर्मः स धर्मः सत्यविक्रमः ॥ ११ ॥**

૮ શાન્તિ૦ ૩૩૨–૧૨૪૯૫. ૯ વન ૨૦૬–૪૫. ૧૧ વન૦ ૧૩૧–૧૧.

જે ધર્મ બીજાના ધર્મનો બાધ કરે છે તેનું નામ ધર્મ નથી, પણ અધર્મ છે. જે ધર્મ બીજા ધર્મનો વિરોધી નથી તેજ સાચો અને પ્રભાવશાળી ધર્મ છે. ૧૧

**सत्ये कृत्वा प्रतिष्ठान्तु प्रवर्तन्ते प्रवृत्तयः ।**
**सत्यमेव गरीयस्तु शिष्टाचारनिषेवितम् ॥ १२ ॥**

સત્યની સર્વત્ર પ્રતિષ્ઠા કરાય છે તેથીજ આ જગતના સર્વ વ્યવહાર અને પ્રવૃત્તિઓ ચાલે છે. વળી એ સત્ય શિષ્ટાચાર સહિત હોય તો તે અતિ ઉત્તમ છે. ૧૨

**सत्यं ब्रह्म तपः सत्यं सत्यं विसृजते प्रजाः ।**
**सत्येन धार्यते लोकः स्वर्गं सत्येन गच्छति ॥ १३ ॥**

સત્ય એ બ્રહ્મરૂપ છે; તપ એ સત્યરૂપ છે; સત્યજ પ્રજાને ઉપજાવે છે; સત્ય વડેજ જગત ટકી રહે છે અને સત્ય વડેજ મનુષ્ય સ્વર્ગમાં—સારા લોકમાં જાય છે. ૧૩

**अनृतं तमसो रूपं तमसा नीयते ह्यधः ।**
**तमोग्रस्ता न पश्यन्ति प्रकाशं तमसावृताः ॥ १४ ॥**

અસત્ય એ અજ્ઞાન—અંધકારનું રૂપ છે. એ અજ્ઞાનથી મનુષ્ય અધોગતિ પામે છે. અજ્ઞાનમાં ડૂબેલા અને અજ્ઞાનથી ઘેરાયલા મનુષ્યો જ્ઞાનરૂપી પ્રકાશને જોઈ શકતા નથી.

**स्वर्गः प्रकाश इत्याहुर्नरकं तम एव च ।**

---

૧૨ વન૦ ૩૧-૭૪. ૧૩ શાન્તિ૦ ૧૯૦-૬૯૬૮. ૧૪ શાન્તિ૦ ૧૯૦-૬૯૬૯.

सत्यानृतं तदुभयं प्राप्यते जगतीचरैः ॥ १५ ॥

જ્ઞાન એજ સ્વર્ગ અને અજ્ઞાન એજ નરક કહેલું છે. મનુષ્યોને શુભ અને અશુભ બન્ને પ્રકારનાં ફળ પોતપોતાનાં કર્મોને લીધે આવી મળે છે. ૧૫

तत्राप्येवं विधा लोके वृत्तिः सत्यानृते भवेत् ।
धर्माधर्मौ प्रकाशश्च तमो दुःखं सुखं तथा ॥१६॥
तत्र यत् सत्यं स धर्मो यो धर्मः स प्रकाशो
यः प्रकाशस्तत् सुखमिति । तत्र यदनृतं सोऽधर्मो
योऽधर्मस्तत्तमो यत्तमस्तद्दुःखमिति ॥ १७॥

તેમાં પણ સત્ય તથા અસત્ય, ધર્મ તથા અધર્મ, જ્ઞાન-પ્રકાશ તથા અજ્ઞાન–અંધકાર સુખ તથા દુ:ખ એ પ્રકારની જે વૃત્તિઓ લોકોમાં ઉપજે છે તેમાં જે સત્ય છે તેજ ધર્મ છે; જે ધર્મ છે, તેજ પ્રકાશ અથવા જ્ઞાન છે; જે જ્ઞાન–પ્રકાશ છે તેજ સુખ છે; જે અસત્ય છે તેજ અધર્મ છે; જે અધર્મ છે તેજ અજ્ઞાન છે; અને જે અજ્ઞાન છે તેજ દુ:ખ છે. ૧૬,૧૭

स्प्रष्टुमसमर्थो हि ज्वलन्तमिव पावकम् ।
अधर्मः सन्ततो धर्मं कालेन परिरक्षितम् ॥१८॥

બળતા અગ્નિની પેઠે પ્રકાશવાળો ધર્મ જો લાંબા કાળ સુધી રક્ષાયલો હોય તો અધર્મ તેને સ્પર્શ કરવાને પણ

૧૫ શાન્તિ૦ ૧૯૦-૬૯૭૦. ૧૬–૧૭ શાન્તિ૦ ૧૯૦-૬૯૭૧–૭૨. ૧૮ અનુશાસન૦ ૭૬૪–૭૬૧૮.

સમર્થ થતો નથી. ૧૮

**कार्यावेतौ हि धर्मेण धर्मो हि विजयावहः ।**
**त्रयाणामपि लोकानामालोकः कारणं भवेत् ॥ १९ ॥**

અર્થ અને કામ પણ ધર્મપૂર્વક કરવા જોઇએ. ધર્મજ વિજય આપનારો છે. ત્રણે લોકમાં ધર્મજ કારણ છે. ૧૯

**अमृतं चैव मृत्युश्च द्वयं देहे प्रतिष्ठितम् ।**
**मृत्युरापद्यते मोहात् सत्येनापद्यतेऽमृतम् ॥ २० ॥**

મૃત્યુ તથા અમરપણું એ બન્નેનો આધાર આ દેહ વડે થતા આચરણ ઉપર છે. મોહવશ વર્તવાથી મનુષ્ય મૃત્યુ પામે છે અને સત્યને અનુસરવાથી અમરપણાને પામે છે. ૨૦

**राहुग्रस्तस्य सोमस्य यथा ज्योत्स्ना न भासते ।**
**तथा तमोऽभिभूतानां भूतानां नश्यते सुखम् ॥२१॥**

રાહુ વડે પકડાયેલા ચંદ્રનો પ્રકાશ જેમ જણાતો નથી, તેમ અજ્ઞાનને આધીન પ્રાણીઓનું સુખ નાશ પામે છે.

**एक एव चरेद्धर्मं नास्ति धर्मे सहायता ।**
**केवलं विधिमासाद्य सहायः किं करिष्यति ॥२२॥**

ધર્મની બાબતમાં બીજાની સહાયતા પર નહિ રહેવું જોઇએ. ('આપ મૂવા વિણ સ્વર્ગે ન જવાય' તેની પેઠે) કેવળ પોતાનાજ આચરણથી જે વસ્તુ સાધવાનો વિધિ હોય ત્યાં

૧૯ અનુશાસન૦ ૧૬૪–૭૬૧૯. ૨૦ શાન્તિ૦ ૧૭૬–૬૫૫૨. ૨૧ શાન્તિ૦ ૧૯૦–૬૯૭૫. ૨૨ શાન્તિ૦ ૧૯૧–૭૦૬૪.

સહાય શું કરી શકે ? ૨૨

**नास्ति सत्यसमो धर्मो न सत्याद्विद्यते परम् ।**
**नहि तीव्रतरं किंचिदनृतादिह विद्यते ॥ २३ ॥**

સત્ય સમો બીજો ધર્મ નથી; સત્યથી શ્રેષ્ઠ કશું જણાતું નથી; અને આ લોકમાં અસત્યથી વધારે તીવ્ર પણ કશું નથી.

**धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ २४ ॥**

ધીરજ, ક્ષમા, દમ, ચોરી ન કરવી, પવિત્રતા, ઇંદ્રિય-નિગ્રહ, બુદ્ધિ, વિદ્યા, સત્ય અને અક્રોધપણું, આ દશ ધર્મનાં લક્ષણ છે. ૨૪

**आर्जवं धर्ममित्याहुरधर्मो जिह्ममुच्यते ।**
**आर्जवेन संयुक्तो नरो धर्मेण युज्यते ॥ २५ ॥**

સરળતા એજ ધર્મ કહેવાય છે, અને કપટ એ અધર્મ કહેવાય છે. આ સંસારમાં સરળ (મનમાં હોય તેવું બોલનારો) મનુષ્યજ ધર્મમાં જોડાય છે. ૨૫

**न धर्मकालः पुरुषस्य निश्चितो न चापि मृत्युः पुरुषं प्रतीक्षते । सदा हि धर्मस्य क्रियैव शोभना यदा नरो मृत्युमुखेऽभिवर्तते ॥ २६ ॥**

મનુષ્યે ધર્મ અમુક સમયેજ પાળવો અને બીજા સમયે ન પાળવો; એવું નક્કી કરેલું નથી. કેમકે મૃત્યુ કાંઇ

---

૨૪. મનુ૦ ૬-૯૨. ૨૫ અનુશાસન૦ ૧૪૨-૩૧૩૫.

માણસની વાટ જોતું નથી; અને જો મનુષ્ય સદા મૃત્યુનાજ મુખમાં રહે છે; તો તેણે પણ ધર્મનું આચરણ સર્વ કાળ કરવું એજ શોભા આપનારૂં છે. ૨૬

**अद्यैव कुरु यच्छ्रेयो मा त्वां कालोऽत्यगादयम् ।**
**अकृतेश्वेव कार्येषु मृत्युर्वै संप्रकर्षति ॥२७॥**

જે કાર્ય કલ્યાણકારી હોય તે તો આજેજ શરૂ કરો. એમાં સમયની વાટ જોશો નહિ; કેમકે ઢીલ કર્યા કરવાથી તો ધારેલું કાર્ય કરાવા પહેલાં પણ મૃત્યુ ખેંચી જાય છે.૨૭

**यस्तु नित्यं कृतमतिधर्ममेवाभिपद्यते ।**
**अशंकमानः कल्याणि सोऽमुत्रानन्त्यमश्नुते ॥२८॥**

જે સુબુદ્ધિવાળો મનુષ્ય નિઃશંક થઇને નિરંતર ધર્મને સેવે છે; તે લોક—પરલોકમાં અપાર કલ્યાણ ભોગવે છે. ૨૮

**पापं कुर्वन् पापकीर्तिः पापमेवाश्नुते फलम् ।**
**पुण्यं कुर्वन् पुण्यकीर्तिः पुण्यमत्यन्तमश्नुते ॥२९॥**

પાપ કરીને અપકીર્તિ પામનારો મનુષ્ય પાપરૂપજ ફળ ભોગવે છે અને પુણ્ય કરીને પવિત્ર કીર્તિ પામનારો માણસ અપાર પુણ્યરૂપ ફળને ભોગવે છે. ૨૯

**तस्मात्पापं न कुर्वीत पुरुषः शंसितव्रतः ।**
**पापं प्रज्ञां नाशयति क्रियमाणं पुनः पुनः ॥३०॥**

---

૨૭ શાન્તિ૦ ૧૭૫–૬૫૩૬. ૨૮ વન૦ ૩૧–૧૯. ૨૯ ઉદ્યોગ૦ ૩૪–૧૨૪૧. ૩૦ ઉદ્યોગ૦ ૩૪–૧૨૪૨.

તે માટે મનુષ્યે શુભ આચારવાળા થવું અને પાપ કરવું નહિ. કેમકે વારંવાર પાપ કરવાથી બુદ્ધિનો નાશ થાય છે.

**पापमाख्याति वै नित्यं हृदयं पापकर्मिणः ।**
**ज्ञानपूर्वं विनश्यंति गूहमाना महाजने ॥ ३१ ॥**

પાપ કરનારાઓનું હૃદયજ હંમેશાં પાપકર્મને પ્રસિદ્ધ કરે છે; અને જાણી જોઈને મહાપુરુષો આગળ પાપને છુપાવી સાધુમાં ખપાવનારા તો નાશજ પામે છે. ૩૧

**मन्यते पापकं कृत्वा न कश्चिद्वेत्ति मामिति ।**
**विदन्ति चैनं देवाश्च यश्चैवान्तरपूरुषः ॥ ३२ ॥**

પાપ કરવા છતાં તેઓ એમ સમજે છે કે, મારી તે વાત કોઇ જાણતું નથી; પરંતુ દેવતાઓ તેમજ અંતર્યામી પરમેશ્વર પણ તે જાણે છે. ૩૨

**एकोऽहमस्मीत्यात्मानं यत्त्वं कल्याण मन्यसे ।**
**नित्यं स्थितस्ते हृद्येषु पुण्यपापेक्षिता मुनिः ॥ ३३ ॥**

હે ભલા માણસ ! હું એકલો છું એમ તું માને છે, પણ એમ સમજીશ નહિ; કારણ કે પુણ્ય અને પાપને જોનારો પુરુષ તારા હૃદયમાં સર્વદા વસે છે. ૩૩

**त्रिभिर्वर्षैस्त्रिभिर्मासैस्त्रिभिः पक्षैस्त्रिभिर्दिनैः ।**
**अत्युत्कटैः पापपुण्यैरिहैव फलमश्नुते ॥ ३४ ॥**

---

૩૧ અનુશાસન૦ ૧૬૨–૭૫૮૮. ૩૨ આદિ૦ ૭૪–૨૭. ૩૩ મનુ૦ ૮–૯૧. ૩૪ હિત૦ ૧૨૬.

ઉત્કટ પાપ અથવા પુણ્ય કરનારો મનુષ્ય ત્રણ દિવસમાં, ત્રણ પક્ષમાં, ત્રણ માસમાં અથવા ત્રણ વર્ષમાં આ લોકમાંજ તેનું ફળ ભોગવે છે. ૩૪

**पुत्रेषु वा नप्तृषु वा न चेदात्मनि पश्यति ।**
**फलत्येव ध्रुवं पापं गुरुभुक्तमिवोदरे ॥ ३५ ॥**

ભારે ભોજન વધુ ખાવાનું વ્યાધિરૂપ ફળ ઉદરને ભોગવવું પડે છે, તેમ પાપકર્મનું ફળ આપણે ન જોયું તો તે પુત્રને વા પૌત્રને પણ ભોગવવુંજ પડે છે. ૩૫

**धर्मादपेतं यत् कर्म यद्यपि स्यान्महाफलः ।**
**न तत् सेवेत मेधावी न तद्धितमिहोच्यते ॥ ३६ ॥**

જે ધર્મરહિત કર્મથી કદાચ બહુ લાભ થતો હોય તોપણ તે હિતકારી કહેવાતું નથી; તેથી બુદ્ધિમાન તે કરે નહિ.૩૬

**सर्वमावृत्य कर्तव्यं तद्धर्ममनुवर्तता ।**
**आपत्सु यो धारयति धर्मं धर्मविदुत्तमः ॥ ३७ ॥**

સર્વ કાર્ય ત્યજીને ધર્માચરણ કરવું. આપત્કાળમાં પણ જે ધર્મને વળગી રહે છે તેજ ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે. ૩૭

**दुर्भिक्षादेव दुर्भिक्षं क्लेशात् क्लेशं भयाद्भयः ।**
**मृतेर्मृतिं च संयान्ति दरिद्राः पापकारिणः ॥ ३८ ॥**

પાપ કરનારા દરિદ્ર લોકો પણ દુર્ભિક્ષથી પણ

---

૩૫ આદિ૦ ૮૦-૩. ૩૬ શાન્તિ૦ ૨૯૫-૧૦૭૭૭. ૩૭ આદિ૦ ૧૫૫-૬૦૫૫. ૩૮ શાન્તિ૦ ૧૮૧-૬૭૪૭.

દુર્ભિક્ષ, ક્લેશથી પણ વધુ ક્લેશ, ભયથી પણ વધુ ભય અને મૃત્યુથી પણ વિશેષ મૃત્યુને પામે છે. ૩૮

**उत्सवादुत्सवं यान्ति स्वर्गात् स्वर्गं सुखात्सुखम् ।**
**श्रद्दधानाश्च दान्ताश्च धनाढ्याः शुभकारिणः ॥३९॥**

શ્રદ્ધાળુ, જિતેંદ્રિય, ધનવાન અને શુભ કર્મ કરનારાઓ ઉત્સવના પણ ઉત્સવમાં, સ્વર્ગના પણ સ્વર્ગમાં અને સુખના પણ સુખમાં (સચ્ચિદાનંદમય પરમધામમાં) જાય છે.

**एक एव चरेद्धर्मं न धर्मध्वजिको भवेत् ।**
**धर्मवाणिज्यका ह्येते ये धर्ममुपभुंजते ॥४०॥**

ભલે એક પોતેજ ધર્મ આચરે, પણ ધર્મધ્વજી (પોતાનું ધર્મકાર્ય કહેનાર અથવા ધર્મનો દેખાવ કરનાર) થવું નહિ. જે કીર્તિ આદિ લૌકિક ફળ ભોગવવા માટે ધર્માચરણ કરે છે તેઓ તો ધર્મના વ્યાપારીજ છે. ૪૦

**धर्मवाणिज्यको हीनो जघन्यो धर्मवादिनाम् ।**
**न धर्मफलमाप्नोति यो धर्मं दोग्धुमिच्छति ॥४१॥**

જે ધર્મનો વ્યાપાર કરીને તેનું ફળ લેવા ઇચ્છે છે, તે ધર્મવાદીઓમાં હીન તથા અધમ હોઈ ધર્મનું પરમ ફળ પામતો નથી. ૪૧

**कामक्रोधौ वशं कृत्वा दंभं लोभमनार्जवम् ।**

---

૩૯ શાન્તિ૦ ૧૮૧–૬૭૪૮. ૪૦ અનુશાસન૦ ૧૬૨–૭૫૯૫. ૪૧ વન૦ ૩૧–૫,

धर्म इत्येव सन्तुष्टास्ते शिष्टाः शिष्टसंमताः ॥४२॥

કામ, ક્રોધ, દંભ, લોભ તથા કપટને વશ કરવા એજ ધર્મ, એ પ્રમાણે જાણીને જેઓ સંતોષી રહે છે તેઓનેજ શિષ્ટ ઉત્તમ લોકોએ શિષ્ટ ઉત્તમ માનેલા છે. ૪૨

महान्त्यपि शास्त्राणि धारयन्तो बहुश्रुताः ।
छेत्तारः संशयानां च क्लिश्यन्ते लोभमोहिताः ॥४३॥

મોટા મહંત અને પંડિત પણ મોટાં શાસ્ત્રોને ભણીને, બહુશ્રુત થઇને તથા સંશયો છેદનારા થઈને પણ લોભને આધીન રહેવાથી ક્લેશ વેઠ્યા કરે છે. ૪૩

लोभात् क्रोधः प्रभवति लोभात् कामः प्रजायते ।
लोभान्मोहश्च नाशश्च लोभः पापस्य कारणम् ॥४४॥

લોભથી ક્રોધ થાય છે; લોભથી કામ જન્મે છે; લોભથી મોહ તથા વિનાશ થાય છે; માટે લોભજ પાપનું કારણ છે.૪૪

लोभेन बुद्धिश्चलति लोभो जनयते तृषाम् ।
तृष्णार्त्तो दुःखमाप्नोति परत्रेह च मानवः ॥४५॥

વળી લોભથી બુદ્ધિ ચલિત થાય છે; લોભથી તૃષ્ણા જન્મે છે; અને તૃષ્ણાથી પીડાયલો મનુષ્ય આ લોકમાં તથા પરલોકમાં દુઃખજ પામે છે. ૪૫

मत्तः प्रमत्तश्चोन्मत्तो श्रान्तः क्रुद्धो बुभुक्षितः ।
लुब्धो भीरुस्त्वरायुक्तः कामुकश्च न धर्मवित् ॥४६॥

૪૨ વન૦ ૨૦૬-૬૨. ૪૩થી૪૫ હિત૦ ૬૬થી૬૮. ૪૬ હિત૦ ૬૪૮.

મદિરા વગેરેથી મત્ત થયેલો, અસાવધ, ગાંડો, ભ્રાંતિવાળો, ક્રોધી, ભૂખ્યો, લોભી, બીકણ, ગભરાયલો તથા કામાતુર પુરુષ ધર્મને જાણી શકતો નથી. ૪૬

**विपत्तिष्वव्यथो दक्षो नित्यमुत्थानवान्नरः ।**
**अप्रमत्तो विनीतात्मा नित्यं भद्राणि पश्यति ॥४७॥**

જે પુરુષ વિપત્તિમાં પણ શાન્ત રહેનારો, ચતુર, સદા ઉદ્યોગી, પ્રમાદ વગરનો તથા વિનયવાળો છે તે સર્વદા કલ્યાણનેજ પામે છે. ૪૭

**अनभ्याहतचित्तः स्यादनभ्याहतवाग्भवेत् ।**
**निर्मुक्तः सर्वपापेभ्यो निरमित्रस्य किं भयम् ॥४८॥**

મનુષ્યે સરળ ચિત્તવાળા થવું; સરળ વાણીવાળા અને સર્વ પાપકર્મોથી રહિત થવું. જેને શત્રુ નથી તેને ભય શું ?

**यत्कल्याणमभिध्यायेत्तत्रात्मानं नियोजयेत् ।**
**न पापं प्रति पापः स्यात्साधुरेव सदा भवेत् ॥ ४९ ॥**

જેમાં કલ્યાણ જણાય તેમાંજ ચિત્ત જોડવું. પાપ સામું પાપ ન કરવું અને સદા સાધુજ રહેવું. ૪૯

**अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा ।**
**अनुग्रहश्च दानं च सतां धर्मः सनातनः ॥५०॥**

સર્વ પ્રાણીઓ પ્રત્યે મન, વાણી, કર્મથી અદ્રોહી, અને

---

૪૭ સભાપર્વ ૫૩-૧૯૪૧. ૪૮ શાન્તિ૦ ૨૪૫-૮૯૩૦. ૫૦ વન૦ ૨૯૬-૩૪.

દયા તથા દાનપરાયણ થવું, એ સત્પુરુષોનો સનાતન ધર્મ છે.

**सत्यं मृदु प्रियं वाक्यं धीरो हितकरं वदेत् ।**
**आत्मोत्कर्षं तथा निंदां परेषां परिवर्जयेत् ॥५१॥**

ધીર પુરુષે સત્ય, કોમળ તથા પ્રિય વચન બોલવું અને પોતાની મોટાઈ તથા પરનિંદાનો પરિત્યાગ કરવો.

**न हीदृशं संवननं त्रिषु लोकेषु विद्यते ।**
**दया मैत्री च भूतेषु दानं च मधुरा च वाक् ॥५२॥**

પ્રાણીઓ પ્રત્યે દયા, મિત્રતા, દાન અને મધુર વાણી, એ ચારના જેવું બીજું વશીકરણ ત્રણે લોકમાં નથી. ૫૨

**न चक्षुषा न मनसा न वाचा दूषयेदपि ।**
**न प्रत्यक्षं परोक्षं वा दूषणं व्याहरेत्क्वचित् ॥ ५३ ॥**

વાણી, મન અને નેત્રની ચેષ્ટા દ્વારા પણ રૂબરૂ અથવા પાછળથી કોઇની નિંદા કરવી નહિ. ૫૩

**न हिंस्यात्सर्वभूतानि मैत्रायणगतश्चरेत् ।**
**नेदं जीवितमासाद्य वैरं कुर्वीत केनचित् ॥५४॥**

કોઈની હિંસા ન કરતાં મિત્રતાથી વર્તવું. આ અસ્થિર જીવનને માટે કોઇ સાથે વૈર કરવું નહિ. ૫૪

**अतिवादांस्तितिक्षेत न विमन्येत कंचन ।**
**क्रुध्यमानः प्रियं कुर्यादाक्रुष्टः कुशलं वदेत् ॥५५॥**

---

૫૧ મહાનિર્વાણ૦ ૮-૬૨. ૫૨ આદિ૦ ૮૭-૧૨. ૫૩ શાન્તિ૦ ૨૭૮-૯૯૭૦. ૫૪ શાન્તિ૦ ૨૭૮-૯૯૭૧. ૫૫ શાન્તિ૦ ૨૭૮-૯૯૭૨.

પારકાં દુર્વચન સહેવાં, પણ કોઈનું અપમાન ન કરવું. ક્રોધ કરનારનું ભલું કરવું અને વૈરીનું પણ રૂડું બોલવું. ૫૫

**अनार्यवृत्तमप्रा.मसूयकमधार्मिकम् ।**
**अनर्थाः क्षिप्रमायान्ति वाग्दुष्टं क्रोधनं तथा ॥५६॥**

દુરાચારી, મૂર્ખ, ઈર્ષ્યા કરનારા, અધર્મી, ખરાબ બોલનારા અને ક્રોધી મનુષ્યને અનર્થ વહેલો પ્રાપ્ત થાય છે. ૫૬

**नाक्रोशी स्या.वमानो परस्य मित्रद्रोही नोत -नीचोपसेवी । न चाभिमानी न च हीनवृत्तो रूक्षां वाचमुषतीं वर्जयीत ॥५७॥**

કોઈના નિંદક અને અપમાન કરનારા ન થવું, તેમજ મિત્રદ્રોહી અને નીચના સેવક ન થવું. અભિમાની અને દુરાચારી ન થવું. તોછડી અને પીડાકારી વાણી બોલવી છોડી દેવી.

**वृत्तं यत्नेन संरक्षेद्वित्तमेति च याति च ।**
**अक्षीणो वित्ततः क्षीणो वृत्ततस्तु हतो हतः ॥५८॥**

સદાચારનું યત્નપૂર્વક સંરક્ષણ કરવું. ધન તો જાય અને આવે છે; માટે ધન જવાથી મનુષ્યને ક્ષીણ થયેલો ન સમજવો; પરંતુ સદાચારથી ભ્રષ્ટ થનારજ હણાયલો છે. ૫૮

**त्रीण्येव तु सतामाहुः सन्तः पदमनुत्तमम् ।**
**न चैव द्रुह्याद्दद्याच्च सत्यं चैव सदा वदेत् ॥५९॥**

---

૫૬ ઉદ્યોગ૦ ૩૭-૧૪૩૩. ૫૭ ઉદ્યોગ૦ ૩૫-૧૨૧૫. ૫૮ ઉદ્યોગ૦ ૩૫-૧૨૮૯. ૫૯ વન૦ ૨૦૬-૯૩.

ત્રણજ લક્ષણોને લીધે સંતોની સંત પદવી ઘણી ઉત્તમ કહી છે. ૧–કોઇનો પણ દ્રોહ ન કરવો, ૨–દાન આપવું અને ૩–સદા સત્યજ બોલવું. ૫૯

**सर्वत्र च दयावन्तः सन्तः करुणवेदिनः ।**
**गच्छन्त्यतीव सन्तुष्टा धर्म्यं पन्थानमुत्तमम् ॥६०॥**

સંત પુરુષો સર્વત્ર દયાવાન, તથા કરુણાવાળા અને અતિ સંતોષી રહીને ઉત્તમ ધર્મમાર્ગમાં વિચરે છે. ૬૦

**दान्तः शमपरः शश्वत् परिक्लेशं न विंदति ।**
**न च तप्यति दान्तात्मा दृष्ट्वा परगतां श्रियम् ॥६१॥**

નિરંતર મન તથા ઇંદ્રિયોને નિયમમાં રાખનારને ક્લેશ થતો નથી. અને જેણે મન વશ કર્યું છે તેને પરાઇ લક્ષ્મી જોઇને બળાપો થતો નથી. ૬૧

**संविभक्ता च दाता च भोगवान् सुखवान्नरः ।**
**भवत्यहिंसकश्चैव परमारोग्यमश्नुते ॥ ६२ ॥**

જે પુરુષ સંવિભાગકર્તા–એટલે કે ધન તથા સમયાદિના વિભાગો પાડી તેનો અમુક અમુક બાબતોમાં સદુપયોગ કરવાના નિયમવાળો, દાન કરનારો, ભોગવનારો, સુખીઓ તથા અહિંસક છે; તે પરમ આરોગ્યને–એટલે કે શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિને પામે છે. ૬૨

**मानं हित्वा प्रियो भूयात् क्रोधं हित्वा न शोचति ।**

---

૬૦ વન૦ ૨૦૬–૯૪. ૬૧ વન૦ ૨૫૮–૨૨. ૬૨ વન૦ ૨૫૮–૨૩

**कामं हित्वार्थवान् भूयात् लोभं हित्वा सुखी भवेत् ॥**

માન તજવાથી પ્રિય થાય છે; ક્રોધ તજવાથી શોક કરવો પડતો નથી; કામ તજવાથી ધનવાન થાય છે અને લોભના ત્યાગથી મનુષ્ય સુખી થાય છે. ૬૩

**एको धर्मः परं श्रेयः क्षमैका शांति [illegible]मा ।**
**विद्यैका परमा तृ[illegible] सुखावहा ॥६४॥**

પરમ કલ્યાણને આપનાર એક માત્ર ધર્મ જ છે; પરમ શાન્તિ આપનાર એક માત્ર ક્ષમા છે; પૂર્ણ તૃપ્તિ આપનાર માત્ર એક વિદ્યા છે અને સુખને આપનાર માત્ર એક અહિંસા છે. ૬૪

**न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशये[illegible] ।**
**अ[illegible] पापानामा[illegible] पश्यन् विपय[illegible] ॥६५॥**

ધર્મમાર્ગે ચાલતાં પીડા થાય તોપણ અધર્મથી પાપીઓને જલદી દુઃખો થતાં જોઇ મનને અધર્મમાં જોડવું નહિ.

**अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।**
**ततः सपत्नान् जयति स[illegible]लस्तु विनश्यति ॥६६॥**

અધર્મથી તેનાં ફળ આવતાં સુધી ધનની વૃદ્ધિ થાય છે, નાના પ્રકારનાં સુખ જુએ છે અને શત્રુઓને જીતે છે; પરંતુ અંતે અધર્મનો પરિપાક થતાં સમૂળો નાશ થાય છે. ૬૬

---

૬૩ વન૦ ૩૧૨–૭૩. ૬૪ ઉદ્યોગ૦ ૩૨–૧૦૨૨. ૬૫ મનુ૦ ૪–૧૭૧. ૬૬ મનુ૦ ૪–૧૭૪, વન ૯૪–૪.

**अधार्मिको नरो यो हि यस्य चाप्य- तं धनम् ।**
**हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥६७॥**

જે અધાર્મિક મનુષ્ય પાસે અનર્થ વડે મેળવેલું ધન હોય; તથા જે નિત્ય હિંસા કર્યા કરતો હોય; તેને આ લોક કે પરલોકમાં સુખ મળતું નથી. ૬૭

**मृषावादं परिहरेत् कुर्यात् प्रियमयाचितः ।**
**न च कामाच्च संरंभाच्च द्वेषाद्धर्ममुत्सृजेत् ॥६८॥**

જૂઠું બોલવાનું છોડી દેવું; વિના માગ્યે બીજાનું ભલું કરવું; અને કામ, ક્રોધ તથા દ્વેષને આધીન થઇ ધર્મનો ત્યાગ કરવો નહિ. ૬૮

**सत्यधर्मार्यवृत्तेषु शौचे चैवारमेत्सदा ।**
**शिष्यांश्च शिष्यधर्मेण वाग्बाहूदरसंयतः ॥६९॥**

સત્ય, ધર્મ, સદાચાર અને પવિત્રતામાંજ સદા રહેવું. શિષ્યોને શિષ્યોના ધર્મનો બોધ કરવો; અને વાણી, હાથ તથા ઉદરને સંયમમાં રાખવાં. ૬૯

**प्रिये नातिभृशं हृष्येदप्रिये न च संज्वरेत् ।**
**न मुह्येदर्थकृच्छ्रेषु न च धर्मं परित्यजेत् ॥७०॥**

ધાર્યું થવાથી બહુ રાજી થઈ ફુલાઇ જવું નહિ તથા અઠીક થવાથી તપી જવું નહિ. ધન ઘટી જવાથી મોહવશ

---

૬૭ મનુ૦ ૪-૧૭૦. ૬૮ વન૦ ૨૦૬-૪૧. ૬૯ મનુ૦ ૪-૧૭૫, હિત૦ ૧૭૫. ૭૦ વન૦ ૨૦૬-૪૨.

થવું નહિ તથા ધર્મને તજી દેવો નહિ.૭૦

**सतां सदा शाश्वतधर्मवृत्तिः**
**सन्तो न सीदन्ति न च व्यथन्ते ।**
**सतां सद्भिर्नाफलः संगमोऽस्ति**
**सद्भ्यो भयं नानुवर्तन्ति सन्तः ॥७१॥**

સજ્જનો સદા શાશ્વત ધર્મને પાળનારા હોય છે. સજ્જનો મુંઝાતા નથી તથા દુઃખી થતા નથી. સજ્જનોને થયેલો સજ્જનોનો સમાગમ અફળ જતો નથી. સજ્જનોથી સજ્જનો ભય પામતા નથી. ૭૧

**आत्मन्यपि न विश्वासस्तथा भवति सत्सु यः ।**
**तस्मात् सत्सु विशेषेण सर्वः प्रणयमिच्छति ॥७२॥**

જેટલો વિશ્વાસ પોતાનો પણ થતો નથી તેટલો સજ્જનો-નો થાય છે; તેથીજ સર્વ કોઇ વિશેષે કરીને સજ્જનોમાં પ્રીતિ કરવા ઇચ્છે છે. ૭૨

**सौहृदात् सर्वभूतानां विश्वासो नाम जायते ।**
**तस्मात् सत्सु विशेषेण विश्वासं कुरुते जनः ॥७३॥**

સર્વ ભૂતો પ્રત્યે નિઃસ્વાર્થ મૈત્રી હોવાથી સત્પુરુષોને તેઓમાં વિશ્વાસ ઉપજે છે; તેથીજ સત્પુરુષોમાં માણસો વધારે વિશ્વાસ કરે છે. ૭૩

**न च प्रसादः सत्पुरुषेषु मोघो**

---

૭૧ વન ૨૯૬–૪૬. ૭૨ વન ૨૪૬–૪૧. ૭૩ વન૦ ૨૪૬–૪૨.

**न चाप्यर्थो नश्यति नापि मानः ॥**

**यस्मादेतन्नियतं सत्सु नित्यं**

**तस्मात् सन्तो रक्षितारो भवन्ति ॥७४॥**

સત્ પુરુષોની કૃપા કદી નિષ્ફળ જતી નથી; તેમજ તેઓ આગળ ધન અથવા માનની પણ હાનિ થતી નથી. કારણ કે એ ત્રણે વાનાં સત્પુરુષોમાં સદાકાળ અને નક્કીપણે રહે છે, અને તેથી સત્પુરુષો સર્વના રક્ષણકર્તા છે. ૭૪

**नित्यं क्रोधात्तपो रक्षेत् श्रियं रक्षेच्च मत्सरात् ।**

**विद्यां मानावमानाभ्यामात्मानन्तु प्रमादतः ॥७५॥**

સદાય ક્રોધથી દૂર રહીને તપની રક્ષા કરવી; ઈર્ષ્યાથી દૂર રહીને લક્ષ્મીની રક્ષા કરવી; માન—અપમાનથી દૂર રહીને વિદ્યાની રક્ષા કરવી અને પ્રમાદથી દૂર રહીને આત્માની રક્ષા કરવી. ૭૫

**न पण्डितः क्रुध्यति नाभिपद्यते**

**न चापि संसीदति न प्रहृष्यति ।**

**न चातिकृच्छ्र[illegible] शोचते**

**स्थितः प्रकृत्या हिमवानिवाचलः ॥७६॥**

સાચા પંડિતો ક્રોધ કરતા નથી; વિષયાસક્ત થતા નથી; દુઃખી થતા નથી; ફુલાઈ જતા નથી; અત્યંત કષ્ટકારી દુઃખો

---

૭૪ વન૦ ૨૪૬-૪૯. ૭૫ શાન્તિ૦ ૩૩૧-૧૨૪૩૨.

૭૬ શાન્તિ ૨૨૬-૮૨૦૨.

હોય છતાં શોચ કરતા નથી અને હિમાલય પેઠે અચળ રહે છે.

**यमर्थसिद्धिः परमा न हर्षये-**
**त्तथैव काले व्यसनं न मोहयेत् ।**
**सुखं च दुःखं च तथैव मध्यमं**
**निषेवते यः स धुरंधरो नरः ॥७७॥**

ઘણો ધન લાભ થવા છતાં જે હર્ષ પામતો નથી અને દુઃખના સમયે મુંઝાતો નથી; તથા સુખદુઃખની મિશ્ર દશામાં પણ જે તેવીજ શાંતિ રાખે છે તે ધુરંધર પુરુષ છે.

**नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् ।**
**कालमेव प्रतीक्षेत निदेशं भृतको यथा ॥७८॥**

મરવાની ઈચ્છા કરવી નહિ, તેમ જીવવાની ઇચ્છા કરવી નહિ; પણ ચાકર જેમ સ્વામીની આજ્ઞાની વાટ જોયા કરે, તેમ સ્વકર્માધીન કાળની વાટ જોતા રહેવું. ૭૮

**प्रज्ञया मानसं दुःखं हन्याच्छारीरमौषधैः ।**
**न शोचन्ति कृतप्रज्ञाः पश्यन्तः परमां गतिम् ॥७९॥**

બુદ્ધિ વડે માનસિક દુઃખનો અને ઔષધ વડે શારીરિક દુઃખનો નાશ કરવો. એ પ્રકારે બુદ્ધિમાન પુરુષો દુઃખનો શોચ ન કરતાં પરમ ગતિને પામે છે. ૭૯

**नास्ति विद्यासमं चक्षुर्नास्ति सत्यसमं तपः ।**

---

૭૭ શાન્તિ૦ ૨૨૬–૮૨૦૩. ૭૮ મનુ૦ ૬–૪૫. ૭૯ શાન્તિ૦ ૩૪૨–૧૨૪૯૪.

**नास्ति रागसमं दुःखं नास्ति त्यागसमं सुखम् ॥८०॥**

વિદ્યાના સમાન ચક્ષુ નથી; સત્ય જેવું તપ નથી; વિષયાસક્તિ જેવું દુઃખ નથી અને ત્યાગ (દાન)જેવું સુખ નથી.

**आनृशंस्यं परो धर्मः क्षमा च परमं बलम् ।**
**आत्मज्ञानं परं ज्ञानं सत्यं व्रतपरं व्रतम् ॥८१॥**

શાન્તિ રાખવી એ શ્રેષ્ઠ ધર્મ છે; ક્ષમા એ શ્રેષ્ઠ બળ છે; આત્મજ્ઞાન એ શ્રેષ્ઠ જ્ઞાન છે, અને સત્ય એ શ્રેષ્ઠ વ્રત છે.૮૧

**सत्यमेव व्रतं यस्य दया दीनेषु सर्वदा ।**
**कामक्रोधौ वशे यस्य तेन लोकत्रयं जितम् ॥८२॥**

જેને સત્ય એજ વ્રત છે; ગરીબો ઉપર સર્વદા દયા છે અને કામ–ક્રોધ વશ છે તેણે ત્રણે લોક જીત્યા છે.૮૨

**विरक्तः परदारेषु निःस्पृहः परवस्तुषु ।**
**दंभमात्सर्यहीनो यस्तेन लोकत्रयं जितम् ॥८३॥**

જે પરસ્ત્રીથી વિરક્ત, પર વસ્તુઓની સ્પૃહા વિનાનો અને પાખંડ તથા દ્વેષ વિનાનો છે; તેણે ત્રણે લોક જીત્યા છે.૮૩

**ज्ञानिना लोकयात्रायै सर्वत्र समदृष्टिना ।**
**क्रियन्ते येन कर्माणि तेन लोकत्रयं जितम् ॥८४॥**

જે જ્ઞાનવાન અને સર્વત્ર સમદૃષ્ટિવાળો છે; તથા જે નિષ્કામભાવે લોકહિતનાં કામ કરે છે તેણે ત્રૈલોક્ય જીત્યું છે.

---

૮૦ શાન્તિ૦ ૧૭૫–૬૫૫૭. ૮૧ વન૦ ૨૧૨–૩૧. ૮૨ મહાનિર્વાણ૦ ૮–૬૫. ૮૩ મહાનિર્વાણ૦ ૮–૬૬. ૮૪ મહાનિર્વાણ૦ ૮–૭૯.

आक्रोशन्तं स्तुवन्तं च तुल्यं पश्यन्ति ये नराः ।
शान्तात्मानो जितात्मानस्ते नराः स्वर्गगामिनः॥८५॥

જેઓ નિંદા અને સ્તુતિ કરનારને સમદૃષ્ટિથી જુએ છે તેવા શાંતાત્મા અને મનોજિત જનો સ્વર્ગને પામે છે.૮૫

जलाशयाश्च वृक्षाश्च विश्रामगृहमध्वनि ।
सेतुः प्रतिष्ठितो येन तेन लोकत्रयं जितम् ॥८६॥

માર્ગમાં જેણે જળાશયો, વૃક્ષો, વિશ્રામગૃહ—ધર્મશાળા તથા સેતુ—પૂલની સ્થાપના કરી તેણે ત્રણે લોકને જીત્યા છે.

त्यजेत् कुलार्थे पुरुषं ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥८७॥

જરૂર પડે તો કુળના હિતને માટે માણસનો ત્યાગ કરવો; ગામના હિત માટે કુળનો ત્યાગ કરવો; દેશના હિતને માટે ગામનો ત્યાગ કરવો અને પરમાત્મપ્રાપ્તિરૂપ આત્મહિત અર્થે સમગ્ર પૃથ્વીનો પણ ત્યાગ કરવો. ૮૭

न जानपा कं दुःखमेकः शोचितुमर्हति ।
अशोचन् प्रतिकुर्वीत यदि पश्येत् पराक्रमम् ॥८८॥

દેશના દુઃખને માટે એક માત્ર શોક કરીને બેસી રહેવું નહિ; પરંતુ જો પરાક્રમ હોય તો શોચ તજીને દુઃખ-નિવૃત્તિનો ઉપાય કરવો. ૮૮

---

૮૫ મહાનિર્વાણ૦ ૮૬ મહાનિર્વાણ૦ ૮-૬૩. ૮૭ સભા૦ ૫૯-૧૧, ઉદ્યોગ૦ ૩૬-૧૩૫૦. ૮૮ સ્ત્રીપર્વ૦ ૨-૭૨.

**पूर्वे वयसि तत्कुर्यात् येन वृद्धः सुखं वसेत् ।**
**यावज्जीवेन तत्कुर्यात् येनामुत्र सुखं वसेत् ॥८९॥**

જુવાનીમાં એવાં કામો કરવાં કે જેથી વૃદ્ધાવસ્થામાં સુખી રહેવાય; અને જીવતાં સુધી એવાં કામો કરવાં, કે જેથી પરલોકમાં સુખી થવાય. ૮૯

**ईर्ष्यु घृणी त्वसन्तुष्टः क्रोधनो नित्यशंकितः ।**
**परभाग्योपजीवी च षडेते नित्यदुःखिताः ॥९०॥**

(૧) ઇર્ષ્યાવાળો, (૨) નિંદા કરનારો, (૩) અસંતોષી, (૪) ક્રોધી, (૫) સદા શંકાશીલ અને (૬) પારકાના આધારે નિર્વાહ કરનારો, એ છ પ્રકારના માણસોને સદા દુઃખી જાણવા. ૯૦

**बुद्धिः प्रभावस्तेजश्च सत्वमुत्थानमेव च ।**
**व्यवसायश्च यस्य स्यात् तस्य वृत्तिभयं कुतः ॥९१॥**

બુદ્ધિ, પ્રભાવ, તેજ, બળ, સત્વ, વૃદ્ધિ અને ઉદ્યોગ જેનામાં છે તેને જીવિકાનો ભય ક્યાંથી હોય ? ૯૧

**अर्थसिद्धिं परामिच्छन् धर्ममेवादितश्चरेत् ।**
**न हि धर्मादपैत्यर्थः स्वर्गलोकादिवामृतम् ॥९२॥**

વિશેષ ધન મેળવવાની ઈચ્છા હોય તો પ્રથમથીજ ધર્મ આચરવો; કેમકે સ્વર્ગલોકથી અમૃત જેમ દૂર રહેતું

---

૮૯ ઉદ્યોગ૦ ૩૪-૧૨૫૦. ૯૦ ઉદ્યોગ૦ ૩૨-૧૦૫૬.
૯૧ ઉદ્યોગ૦ ૩૬-૧૩૭૪. ૯૨ ઉદ્યોગ૦ ૩૬-૧૩૮૧.

નથી, તેમ ધર્મથી ધન દૂર રહેતું નથી. ૯૨

**अव्यापारः परार्थेषु नित्योद्योगः स्वकर्मसु ।**
**रक्षणं समुपात्तानामेतद्वैभवलक्षणम् ॥९३॥**

પરાયા ધનને મેળવવા યત્ન ન કરવો; પોતાનાં કાર્યોમાં નિત્ય ઉદ્યોગ કરવો અને યોગ્ય રીતે મેળવેલા ધનનું રક્ષણ કરવું; એ ઉત્તમ વૈભવનાં લક્ષણ છે. ૯૩

**वाच्यर्था नियताः सर्वे वाङ्मूला वाग्विनिःसृताः ।**
**तान्तु यः स्तेनयेद्वाचं स सर्वस्तेयकृन्नरः ॥९४॥**

સર્વ વચનો નિયમથી બોલવા યોગ્ય છે; અને તે વચનો વાણીથી ઉપજતાં હોવાથી તે વાણીને જે પુરુષ ચોરે છે–જૂઠું બોલે છે; તે સર્વ વસ્તુઓની ચોરી કરનારો છે.૯૪

**योऽन्यथा सन्तमात्मानमन्यथा सत्सु भाषते ।**
**स पापकृत्तमो लोके स्तेन आत्मापहारकः ॥९५॥**

પોતાની સ્થિતિ એક પ્રકારની હોય તેને સત્પુરુષો પાસે જે બીજા પ્રકારની કહે; તે મનુષ્ય આ લોકમાં મોટો પાપી, ચોર અને પોતાનેજ છેતરનાર છે. ૯૫

**शत्रोरपि गुणा वाच्या दोषा वाच्या गुरोरपि ।**
**सर्वथा सर्वयत्नेन पुत्रे शिष्ये हितं वदेत् ॥९६॥**

શત્રુના ગુણ પણ કહેવા યોગ્ય છે; અને ગુરુને–મોટા

---

૯૩ સભા૦ ૫૩–૭. ૯૪–૯૫ મનુ૦ ૪–૨૫૬–૨૫૫. ૯૬ વિરાટ૦ ૪૯–૧૪.

માણસને પણ તેના દોષ કહેવા યોગ્ય છે. પુત્ર અને શિષ્યને તો સર્વથા અને સર્વ યત્નથી હિતની વાત કહેવી.૯૬

**धर्मध्वजी सदा लुब्धश्छाद्मिको लोकदंभकः ।**
**बैडालव्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसंधकः ॥९७॥**

જે મનુષ્ય ધર્મનો દેખાવ કરનાર, સદા લોભી, કપટી, લોકોને છેતરનારો, હિંસક અને સર્વને તુચ્છકારનારો હોય તેને બિલાડીના સ્વભાવવાળો સમજવો. ૯૭

**परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम् ।**
**धर्मे स्वीयमनुष्ठानं कस्यचित् सुमहात्मनः ॥९८॥**

બીજાને ઉપદેશ કરવામાં પંડિતાઇ દાખવવી એ તો સર્વ પુરુષોને સહેલું છે; પરંતુ સ્વધર્મનું પાલન તો કોઈ સુયોગ્ય મહાત્માજ કરે છે. ૯૮

**न तु कश्चिन्नयेत् प्राज्ञो गृहीत्वैव करे नरम् ।**
**उच्यमानस्तु धर्मेण स्वयं लोकः प्रवर्तते ॥९९॥**

પરમ જ્ઞાની પણ કોઈ માણસનો હાથ પકડીને પરાણે ધર્મ કરાવી શકે નહિ; પરંતુ તેમણે કહેલા ધર્મના માર્ગમાં ધર્મપ્રેમી લોકો પોતાની મેળેજ પ્રવર્તે છે. ૯૯

**प्रियवचनवादी प्रियो भवति**
**विमृशितकार्यकरोऽप्यधिकं जयति ।**

---

૯૭ મનુ૦ ૪-૧૯૫. ૯૮ હિત૦ ૧૪૫. ૯૯ અનુશાસન૦ ૧૬૪-૭૬૨૦.

बहु मित्रकरः सुखं वसति
यश्च धर्मरतः स गतिं लभते ॥१००॥

પ્રિય વચન બોલનારો સર્વને પ્રિય લાગે છે; વિચારીને કામ કરનારો પણ વધારે જય પામે છે; ઘણા મિત્રોવાળો સુખમાં રહે છે અને જે ધર્મરત હોય તે સદ્ગતિ પામે છે.

अहिंसा सत्यवचनमानृशंस्यमथार्जवम् ।
अद्रोहोऽनभिमानश्च ह्रीस्तितिक्षा दमः शमः ॥१०१॥

અહિંસા, સત્ય વચન, શાંતિ, સરલતા, અદ્રોહીપણું, નિરભિમાન, લજ્જા, સહનતા, ઇંદ્રિયનિગ્રહ અને મનોનિગ્રહ એ ધર્મ છે. ૧૦૧

धीमन्तो धृतिमन्तश्च भूतानामनुकम्पकाः ।
अकामद्वेषसंयुक्तास्ते सन्तो लोकसाक्षिणः ॥१०२॥

જેઓ બુદ્ધિમાન, ધૈર્યવાન, પ્રાણીઓ પ્રત્યે સહાનુભૂતિવાળા તથા ઇચ્છા અને દ્રેષ વિનાના હોય; તેઓજ સાચા સંત હોઇને લોકના સાક્ષી છે. ૧૦૨

सर्वत्र च दयावन्तः सन्तः करुणवे[illegible]नः ।
[illegible] सुसन्तुष्टां धर्मोपस्थानमुत्तमम् ।
शिष्टाचारा महात्मानो येषां धर्मः सुनिश्चितः ॥१०३॥

સર્વ પ્રત્યે દયાવાળા, કોમળ મનવાળા અને પૂર્ણ

૧૦૦ વન પર્વ.   ૧૦૧ વન૦ ૨૦૬–૯૧.
૧૦૨ વન૦ ૨૦૬–૯૨. ૧૦૩ વન૦ ૨૦૬–૯૩, ૯૪.

સંતોષવાળા સંતજનો ધર્મના ઉત્તમ સ્થાનને પામે છે; પરંતુ જેમના અંતરમાં ધર્મ સુનિશ્ચિત થયો હોય તેજ મહાત્મા સારા આચારવાળા હોય છે. ૧૦૩

**प्रत्यक्षधर्मो भगवान् यस्य तुष्टो हि कर्मभिः ।**
**सफलं तस्य जन्माहं मन्ये सद्धर्मचारिणः ॥१०४॥**

જેના પ્રત્યક્ષ ધર્મથી અને કર્મથી પણ ધર્મના સાક્ષી ભગવાન પ્રસન્ન રહે છે; તેવા શુભ ધર્માચરણ કરનાર મનુષ્યનોજ જન્મ સફળ મનાય છે. ૧૦૪

# अध्याय बीजो

## સંયમ

**रथः शरीरं पुरुषस्य दृष्टम्**
**आत्मा नियन्तेन्द्रियाण्याहुरश्वान् ।**
**तैरप्रमत्तः कुशली सदश्वै-**
**र्दान्तैः सुखं याति रथीव धीरः ॥१॥**

પુરુષનું શરીર એ રથ છે; જીવ તેને ચલવનારો છે અને સર્વ ઇંદ્રિયો ઘોડારૂપ છે. કેળવાયેલા ઉત્તમ ઘોડાઓ વડે ગમન કરનારા કુશળ સારથિની પેઠે ધીર પુરુષ પણ પ્રમાદ રહિત થઈને સુખથી ગમન કરે છે. ૧

૧૦૪ વન૦ ૨૫૯-૨. ૧ ઉદ્યોગ૦ ૩૩, વન૦ ૨૧૦-૨૭.

षडिन्द्रियाणि विषयं समागच्छन्ति वै यदा ।
तदा प्रादुर्भवेत्तेषां पूर्वसंकल्पजं मनः ॥२॥

છમાંની જે જે ઈંદ્રિયો જ્યારે જ્યારે પોતપોતાના વિષયને પામે છે; ત્યારે ત્યારે પૂર્વના સંકલ્પથી ઉપજેલું મન પ્રકટ થાય છે. ૨

मनो यस्येन्द्रियस्येह विषयान् याति सेवितुम् ।
तस्यौत्सुक्यं प्रभवति प्रवृत्तिश्चोपजायते ॥३॥

મનુષ્યનું મન જે ઇંદ્રિયનો વિષય ભોગવવા ઇચ્છે છે; તે ઈંદ્રિયનો ઉત્સાહ થઈ આવી પ્રવૃત્તિ ઉપજાવે છે. ૩

ततः संकल्पबीजेन कामेन विषयेषुभिः ।
विद्धः पतति लोभाग्नौ ज्योतिर्लोभात् पतंगवत् ॥४॥

તે પછી જેમ દીવાના લોભથી પતંગિયું અગ્નિમાં પડે છે; તેમ સંકલ્પરૂપી બીજવડે કામદેવે વિષયરૂપી બાણોથી વિંધેલો તે મનુષ્ય લોભરૂપી અગ્નિમાં પડે છે. ૪

ततो विहारैराहारैर्मोहितश्च यथेच्छया ।
महामोहे सुखे मग्नो नात्मानमवबुध्यते ॥५॥

પછી મનગમતા આહાર અને વિહારમાં આસક્ત થઇ ઘણા મોહપૂર્વક સુખભોગમાં મગ્ન થઈ રહેવાથી તે પુરુષ આત્માને જાણી–સમજી શકતો નથી. ૫

शिश्नोदरकृतेऽप्राज्ञः करोति विघसं बहु ।

૨–૩–૪–૫ વન૦ અ. ૨–૬૬, ૬૭, ૬૮, ૬૯.

मो रागबलाक्रान्त इन्द्रियार्थवशानुगः ॥६॥

મોહ અને રાગના બળ તથા આક્રમણથી હારી ગયેલો અને ઇંદ્રિયોના વિષયોને વશ વર્તનારો અજ્ઞાની મનુષ્ય શિશ્ન અને ઉદરપરાયણ થઈને ઘણા ભોગ ભોગવે છે. ૬

ह्रियते वध्यमानोऽपि नरो हारिभिरिन्द्रियैः ।
विमूढसंज्ञो दुष्टाश्वैरुद्भ्रान्तैरिव सारथिः ॥७॥

જેમ ખરાબ ઘોડાઓ રસ્તો ભૂલેલા વિમૂઢ સારથિને ખોટે રસ્તે લઈ જાય છે; તેમ હણાયેલો મનુષ્ય પણ વિષયો-માં ખેંચી જનારી ઇંદ્રિયો વડે ખેંચાય છે. ૭

इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ।
अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥८॥

ઇંદ્રિયોનો નિરોધ, રાગ–દ્વેષનો ક્ષય અને પ્રાણીઓની હિંસા ન કરવી, એ ગુણો વડે મનુષ્ય મોક્ષને પામે છે. ૮

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥९॥

ઇંદ્રિયોના વિષયો ભોગવવાથી કદી પણ ઈચ્છાઓ શમાતી નથી; પણ અગ્નિમાં ઘી નાખવાથી અગ્નિ વધે છે તેમ ઉલટી કામનાઓ વધતી ચાલે છે. ૯

इन्द्रियाणां तु सर्वेषां यद्येकं क्षरतीन्द्रियम् ।
तेनास्य क्षरति प्रज्ञा दृतेः पात्रादिवोदकम् ॥१०॥

---

૬–૭ વન૦ ૨–૬૪, ૬૫. ૮ મ૦ ૬–૬૦. ૯–૧૦ મ૦ અ. ૨–૯૪,૯૯.

જળપાત્રમાં એક પણ છિદ્ર હોય તો તેમાંનું પાણી જેમ ઝરી જાય છે; તેમ સર્વ ઇંદ્રિયોમાંની એક પણ વિષય તરફ જાય તો તે માણસની તત્ત્વજ્ઞ બુદ્ધિ જતી રહે છે. ૧૦

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥११॥

જેમ જળમાં રહેલા નાવને વાયુ જ્યાં ત્યાં ખેંચી જાય છે; તેમ વિષયોમાં વર્તનારી ઇંદ્રિયોને અનુસરનારૂં મન પણ મનુષ્યની બુદ્ધિને હરી જાય છે. ૧૧

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥१२॥

જેમ કાચબો પોતાનાં સર્વ અંગોને સમેટી લે છે તેમ મનુષ્ય જ્યારે ઇંદ્રિયોને વિષયોમાંથી ખેંચી લે છે; ત્યારેજ તેની બુદ્ધિ સ્થિર થાય છે. ૧૨

क्रोधाद्भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति ॥१३॥

ક્રોધ થવાથી મોહ ઉપજે છે, મોહથી સ્મરણશક્તિમાં ભ્રમ થાય છે, સ્મૃતિભ્રમથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનાશથી પુરુષ નાશ પામે છે. ૧૩

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥१४॥

---

૧૧, ૧૨, ૧૩, ૧૪ ભીષ્મપર્વ.

રાગદ્વેષથી રહિત થયેલો અને વશ કરેલા મનવાળો કૃતકૃત્ય પુરુષ ઇંદ્રિયોના વિષયોમાં વિચરતો છતો પણ પ્રસન્નતાને પામે છે. ૧૪

मस्तेजो वर्धयति पवित्रं दम उत्तमम् ।
विपाप्मा वृद्धतेजा पुरुषो विन्दते महत् ॥१५॥

"દમ" એટલે ઇંદ્રિયોનો નિગ્રહ તેજને વધારે છે. એટલુંજ નહિ પણ "દમ" પવિત્ર અને ઉત્તમ હોવાથી તેનું સેવન કરનાર તેજ વૃદ્ધ પુરુષ પાપરહિત થઇને મહત્પદને પામે છે.

अनर्थमर्थतः पश्यन्नर्थं वै वाप्यनर्थतः ।
न्द्रियैरजितैर्बालः सुदुःखं मन्यते सुखम् ॥१६॥

અર્થમાં અનર્થ અને અનર્થમાં અર્થને જોનારો અજિતેંદ્રિય મૂઢ પુરુષ અતિ દુઃખને પણ સુખ માને છે. ૧૬

धर्मार्थौ यः परित्यज्य स्यादिन्द्रियवशानुगः ।
श्रीप्राणधन रेभ्यः क्षिप्रं स परिहीयते ॥१७॥

જે મનુષ્ય ધર્મ તથા અર્થને ત્યજી દઇ ઇંદ્રિયોને વશ થઈ જાય છે તે જલદીથી શોભા, પ્રાણ, ધન અને સ્ત્રીથી રહિત થાય છે. ૧૭

अर्थानामीश्वरो यः स्यादिन्द्रियाणामनीश्वरः ।
न्द्रियाणामनैश्वर्यादैश्वर्याद् भ्रश्यते हि सः ॥१८॥

---

૧૫ ઉદ્યોગ૦ ૬૨-૨૪૦. ૧૬, ૧૭, ૧૮ ઉદ્યોગ૦ અ. ૩૩-૧૧૫૫, ૫૬, ૫૭.

જે માત્ર ધનનોજ સ્વામી છે પણ પોતાની ઇંદ્રિયોનો સ્વામી નથી;તે ધનના ઐશ્વર્યથી રહિત થાય છે—અર્થાત્ ધનવાન છતાં ઇંદ્રિયો જેને વશ નથી તેનું ધન પણ જતું રહે છે.

**लोभः प्रज्ञानमा न्ति प्रज्ञा हन्ति हता ह्रियम् ।**
**ह्रीर्हता बाधते धर्मं धर्मो हन्ति हतः श्रियम् ॥१९॥**

લોભ બુદ્ધિને હણે છે; બુદ્ધિ હણાયાથી લજ્જા હણાય છે; લજ્જા હણાયાથી ધર્મ હણાય છે અને ધર્મ હણાયાથી ધન પણ હણાય છે. ૧૯

**बंधुरात्मात्मनस्तस्य येनैवात्मात्मनो जितः ।**
**स एव नियतो बंधुः स एव नियतो रिपुः ॥२०॥**

જેણે મન જીત્યું છે તેનું મનજ બંધુરૂપ છે. વશ કરેલું મનજ બંધુ છે, અને છૂટું મૂકેલું મનજ શત્રુ છે. ૨૦



---

૧૯ ઉદ્યોગ૦ ૭૧-૨૫૯. ૨૦ ઉદ્યોગ૦ ૩૩-૧૧૫૯.

# अध्याय त्रीजो

## સંતોષ અને સહનશીલતા

---

**शोकस्थानस[illegible]स्राणि भयस्थानशतानि च ।**
**दिवसे दिवसे [illegible]ढमाविशन्ति न पण्डित[illegible] ॥१॥**

આ જગતમાં શોકના પ્રસંગો હજારો આવે છે; ભયનાં પણ સેંકડો ઠેકાણાં છે; પરંતુ મૂઢ જનોનેજ તે નિત્ય પ્રતિ નડે છે, બુદ્ધિમાન પંડિતોને તે નડતાં નથી. ૧

**व्याधेरानिष्टसंस्पर्शा[illegible] श्रमा[illegible]ष्टविसर्जना[illegible] ।**
**दुःखं चतुर्भिः शारीरं कारणैः संप्रवर्तते ॥२॥**

વ્યાધિ, અનિષ્ટપ્રાપ્તિ, મહેનત અને ઇષ્ટ વસ્તુનો નાશ, આ ચાર શારીરિક દુઃખ થવાનાં કારણો છે. ૨

**सदा तत्प्रतिकाराच्च सततं चाविचिन्तना[illegible] ।**
**आधिव्याधिप्रशमनं [illegible]यायोगद्वयेन तु ॥३॥**

ઉપલાં કારણોની સદા ચિંતાજ કર્યા કરવા કરતાં તેનો પ્રતીકાર એટલે ઉપાય પણ કરવો. કેમકે એ બે ક્રિયાઓના યોગથી મનનાં અને શરીરનાં દુઃખો શાન્ત થાય છે. ૩

**मानसं शमयेत्तस्मात् ज्ञानेनाग्निमिवा[illegible]ना ।**
**प्रशान्ते मानसे ह्यस्य शारीर[illegible]पशाम्यति ॥४॥**

---

૧ વન૦ ૨–૧૬. ૨, ૩ વન૦ ૨–૨૨, ૨૩. ૪ વન૦ ૨૬.

જળથી અગ્નિ હોલવાય છે તેમ માનસિક દુઃખ—ચિંતા, ક્રોધ,ભય વગેરે—ને જ્ઞાન વડે શમાવવાં. મનનું દુઃખ શમી જવાથી શારીરિક દુઃખ પણ શમી જાય છે. ૪

**असन्तोषपरा मूढाः सन्तोषं यान्ति पण्डिताः ।**
**अन्तो नास्ति पिपासायाः सन्तोष परमं सुखम् ॥५॥**

મૂઢ પુરુષો અસંતોષી અને પંડિતો સંતોષી હોય છે. તૃષ્ણાનો અંત નથી; તેથી સંતોષજ પરમ સુખ છે.૫

**यस्मादभावी भावी वा मनुष्यः सुखदुःखयोः ।**
**आगमे यदि वापाये न तत्र ग्लपयेन्मनः ॥६॥**

વર્તમાન સમયમાં તેમજ ભવિષ્યમાં થનારાં સુખ તથા દુઃખ મનુષ્યને ભોગવવાંજ પડે છે; માટે સુખનો નાશ અથવા દુઃખની પ્રાપ્તિ થાય ત્યારે શોક કરવો નહિ. ૬

**सुखदुःखे हि पुरुषः पर्यायेणोपसेवते ।**
**न ह्यनन्तं सुखं कश्चित् प्राप्नोति पुरुषर्षभ ॥७॥**

મનુષ્ય વારા ફરતી સુખ અને દુઃખ ભોગવતોજ રહે છે. કોઇ પણ સદાકાળ સુખ ભોગવી શકતો નથી. ૭

**सुखस्यानन्तरं दुःखं दुःखस्यानन्तरं सुखम् ।**
**पर्यायेणोपसर्पेते नरं नेमिमरा इव ॥८॥**

ફરતા ચક્રના આરાઓની પેઠે મનુષ્યને વારા ફરતી સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવ્યાજ કરે છે. ૮

---

૫,૬ વન૦૨-૪૫, ૧૭૯-૨૬.૭ વન૦૨૫૮-૧૩. ૮ વન૦૨૬૦-૪૪.

सुखमापतितं सेवेद्दुःखमापतितं सहेत् ।
कालप्राप्तमुपासीत शस्यानामिव कर्षकः ॥९॥

સુખ આવી પડતાં તેને સેવવું; અને દુઃખ આવી પડતાં તે સહેવું. જ્યારે જે ધાન્ય પાકે તેનો ખેડુત ઉપયોગ કરે છે; તેમ કાળની ગતિને અનુસરીને સુખ કે દુઃખ જે પ્રાપ્ત થાય તેનું સેવન કરવું. ૯

सर्वाः संपत्तयस्तस्य संतुष्टं यस्य मानसम् ।
उपानद्गूढपादस्य न तु चर्मावृतेव भूः ॥१०॥

જેણે પગરખાં પહેર્યાં છે તેને જેમ બધી પૃથ્વી ચામડાથી મઢેલી છે; તેમ જેનું મન સંતોષી છે તેને સર્વ સંપત્તિઓ પ્રાપ્ત છે. ૧૦

सन्तोषं परमास्थाय सुखार्थी संयतो भवेत् ।
सन्तोषमूलं हि सुखं दुःखमूलं विपर्ययः ॥११॥

સુખેચ્છાવાળાએ સંતોષપરાયણ રહીને નિયમિત થવું. સંતોષજ સુખનું અને અસંતોષ દુઃખનુંજ મૂળ છે.

अचिन्तितानि दुःखानि यथैवायान्ति देहिनाम् ।
सुखान्यपि तथा मन्ये दैवमत्रातिरिच्यते ॥१२॥

પ્રાણીઓને દુઃખો અણધાર્યાં આવે છે, તેમ સુખો પણ અણધાર્યાં આવે છે. કેમકે દૈવજ તેમાં મુખ્ય કારણ છે.૧૨

૯ વન૦ ૨૫૮-૧૫. ૧૦ હિત૦ ૧૮૪. ૧૧ મનુ૦ ૪-૨. ૧૨ હિત૦ ૨૦૩.

**न नित्यं लभते दुःखं न नित्यं लभते सुखम् ।**
**शरीरमेवायतनं दुःखस्य च सुखस्य च ॥१३॥**

સદા દુઃખ હોતું નથી, તેમ સદા સુખ પણ મળતું નથી. કેમકે શરીર સુખ અને દુઃખ એ બન્નેનું સ્થાન છે.

**सन्तापाद्भ्रश्यते रूपं सन्तापाद्भ्रश्यते बलम् ।**
**सन्तापाद्भ्रश्यते ज्ञानं सन्तापाद्व्याधिमृच्छति ॥१४॥**

સંતાપ કરવાથી મનુષ્યનું રૂપ, બળ તથા જ્ઞાન જતું રહે છે અને વ્યાધિ પ્રાપ્ત થાય છે. ૧૪

**सुखं वा यदि वा दुःखं प्रियं वा यदि वाऽप्रियम् ।**
**प्राप्तं प्राप्तमुपासीत हृदयेनापराजितः ॥१५॥**

સુખ હો વા દુઃખ; શુભ હો વા અશુભ; પરંતુ જે કાંઇ આવી પડે તે હારી ગયા વિના દૃઢચિત્તથી સેવવું. ૧૫



---

૧૩ શાન્તિ૦ ૧૭૪–૬૪૭૭. ૧૪ ઉદ્યોગ૦ ૩૫–૧૬૦૩.
૧૫ શાન્તિ૦ ૧૭૪–૬૪૯૬.

# अध्याय चोथो

## સાધુતા અને મહત્ત્વ

**प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि ते तथा ।**
**आत्मौपम्येन भूतानां दयां कुर्वन्ति साधवः ॥१॥**

જેમ પોતાને પોતાનો પ્રાણ વહાલો છે, તેમ બીજાં પ્રાણીઓને પણ પોતપોતાનો જીવ વહાલો છે; એમ પોતાની પેઠે બીજાનું પણ સમજીને સાધુજનો પ્રાણીઓ પર દયા કરે છે.

**धनानि जीवितं चैव परार्थे प्राज्ञ उत्सृजेत् ।**
**सन्निमित्ते वरं त्यागो विनाशे नियते सति ॥२॥**

સમજુ પુરુષે બીજા માટે પોતાના ધનનો અને જીવનનો પણ ત્યાગ કરવો જોઇએ. કેમકે ધન અને જીવનનો જ્યારે ત્યારે નાશ થવો નક્કીજ છે; તો પછી રૂડાં કામને માટે તે પહેલાં તેનો ત્યાગ કરવો એજ સારૂં છે. ૨

**शरीरस्य गुणानां च दूरमत्यन्तमन्तरम् ।**
**शरीरं क्षणविध्वंसि कल्पान्तस्थायिनो गुणाः ॥३॥**

શરીર અને ગુણો વચ્ચે ઘણુંજ છેટું અને જુદાપણું છે. કેમકે શરીર ક્ષણમાં નાશ પામે એવું છે અને ગુણો કલ્પના અંત સુધી રહેવાના છે. ૩

**अयं निजः परो वेत्ति गणना लघुचेतसाम् ।**

---

૧ હિત૦ ૫૧. ૨, ૩ હિતોપદેશ ૮૭,૮૮.

उदारचरितानां तु वसुधैव कुटुंबकम् ॥४॥

આ મારો અને આ પારકો, એવી ગણના કરનારા સાંકડા ચિત્તવાળાઓ હોય છે. ઉદાર ચરિતવાળાને તો આખું જગત કુટુંબરૂપ છે. ૪

साधोः प्रकोपितस्यापि मनो नायाति विक्रियाम् ।
न हि तापयितुं शक्यं सागरांभस्तृणोल्कया ॥५॥

ઘાસના ઉંબાડિયાથી સમુદ્રનું પાણી તપાવી શકાતું નથી; તેની પેઠે સાધુ પુરુષને કોઇ કચવાવે તોપણ તેના મનમાં વિકાર થતો નથી. ૫

आमरणान्ताः प्रणयाः कोपास्तत्क्षणभंगुराः ।
परित्यागाश्च निःसंगा भवन्ति हि महात्मनाम् ॥६॥

મરણપર્યંત સ્નેહ રાખવો; કોપનો તેજ ક્ષણે નાશ કરવો અને નિષ્કામપણે દાન કરવું; એ ગુણો મહાત્માઓમાં-જ ઉપજે છે. ૬

दानं प्रियवाक्सहितं ज्ञानमगर्वं क्षमान्वितं शौर्यम् ।
वित्तं त्यागनियुक्तं दुर्लभमेतच्चतुष्टयं लोके ॥७॥

પ્રિય વચન સહિત દાન, ગર્વ રહિત જ્ઞાન, ક્ષમાપૂર્વક શૂરવીરતા અને દાનયુક્ત ધન, એ ચારે વાનાં સંસારમાં દુર્લભ છે. ૭

जयेत् कदर्यं दानेन सत्येनानृतवादिनः ।

૪, ૫, ૬ હિતોપદેશ ૧૧૩, ૧૨૮, ૨૩૦. ૭ હિત૦ ૪૦૦.

**क्षमया क्रूरकर्माणमसाधुं साधुना जयेत् ॥८॥**

દાનથી કંજુસને, સત્યથી જૂઠાબોલાને, ક્ષમાથી ઘાતકીને અને સાધુતા વડે અસાધુને જીતી લેવો. ૮

**मनस्यन्यद् वचस्यन्यत् कार्यमन्यद्दुरात्मनः ।**
**मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम् ॥९॥**

દુરાત્માના મનમાં એક વાત અને વાણીમાં બીજી વાત હોય છે અને કર્મમાં વળી ત્રીજુંજ હોય છે; પણ મહાત્માઓને તો મનમાં એક, વચનમાં એક અને કર્મમાં પણ એકજ હોય છે. ૯

**करिष्य इति संश्रुत्य कर्तव्यं तदकुर्वतः ।**
**मिथ्यावचनदग्धस्य इष्टापूर्तं प्रणश्यति ॥१०॥**

જે 'કરીશ' એમ કહીને પછી તે કામ ન કરે; તેવા મિથ્યા વચનથી દૂષિત મનુષ્યનાં કરેલાં શુભ કર્મ નાશ પામે છે.

**न कस्यचित् कश्चिदिह स्वभावाद्भवत्युदारोऽभिमतः खलो वा । लोके गुरुत्वं विपरीततां वा स्वचेष्टितान्येव नरं नयन्ति ॥११॥**

આ જગતમાં કોઇ પણ મનુષ્યને સ્વભાવથીજ ઉદાર વા ખલ માનવા જેવો નથી; પણ મોટાપણું કે હલકાપણું તેણે કરેલાં કાર્યથીજ સ્પષ્ટ જણાય છે.૧૧

---

૮ વન૦ ૧૯૪–૯. હિત૦ ૧૪૩. ૧૦ ઉદ્યોગ૦ ૧૦૬–૩૭૪૯. ૧૧ હિતોપદેશ૦ ૪૦૩.

आरोप्यते शिला शैले यत्नेन महता यथा।
निपात्यते क्षणेनाधस्तथात्मा गुणदोषयोः ॥१२॥

જેમ પર્વત ઉપર શિલા ચઢાવવી હોય તો ઘણીજ મહેનતે ચઢે છે, પરંતુ તેને નીચે પાડી નાખવી હોય તો વાર લાગતી નથી; તે પ્રમાણે મનુષ્યને ગુણવાન થવું અઘરૂં છે, પરંતુ નીચતા કરવામાં વાર લાગે તેમ નથી.૧૨

यात्यऽधोधो व्रजत्युच्चैर्नरः स्वैरेव कर्मभिः।
कूपस्य खनिता यद्वत् प्राकारस्येव कारकः ॥१३॥

કૂવાને ખોદનારો નીચે ઉતરતો જાય છે અને ગઢને ચઢનારો ઉંચે ચઢતો જાય છે; તેમ મનુષ્ય પોતાનાં સારાં કે ખોટાં આચરણથીજ ઉચ્ચતા વા નીચતા પામે છે. ૧૩

त्यजेत्क्षुधार्त्तो महिलां सपुत्रां स्वादेत्क्षुधार्त्ता भुजगी स्वमण्डम्। बुभुक्षितः किं न करोति पापं क्षीणा जना निष्करुणा भवन्ति ॥१४॥

ભૂખ્યો માણસ પુત્રસહિત સ્ત્રીને તજી દે છે. ભૂખી થયેલી સર્પિણી પોતાનાંજ ઇંડાં સ્વાદથી ખાઇ જાય છે. ભૂખ્યો માણસ કયું પાપ ન કરે ? કારણકે ભૂખથી ક્ષીણ થયેલો મનુષ્ય કરૂણારહિત થાય છે. ૧૪

सुखं ह्यवमतः शेते सुखं च प्रतिबुद्ध्यते।
सुखं चरति लोकेऽस्मिन्नवमन्ता विनश्यति ॥१५॥

---

૧૨, ૧૩ હિતો૦ ૩૦૪, ૩૦૫. ૧૪ હિત૦ ૬૪૭. ૧૫ મનુ૦૨-૧૬૩.

અપમાન ખમનારો માણસ સુખથી સુવે છે; સુખથી જાગે છે; અને લોકમાં સુખથી ફરે છે; ત્યારે અપમાન આપનારો મનુષ્ય સર્વ વાતે દુઃખી થઈ વિનાશ પામે છે.

**नारुन्तुदः स्यादार्तोऽपि न परद्रोहकर्मधीः ।**
**ययास्योद्विजते वाचा नालोक्यां तामुदीरयेत् ॥१६॥**

પોતે દુઃખી થવા છતાં પણ કોઈના હૃદયને દુઃખી કરવું નહિ. પરદ્રોહ કરવાની બુદ્ધિ રાખવી નહિ. જે વાણી-થી બીજાનું મન દુઃખાય એવી દુષ્ટ વાણી બોલવી નહિ. ૧૬

**अतिवादांस्तितिक्षेत नावमन्येत कंचन ।**
**न चेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥१७॥**

પારકાં દુર્વચન સહન કરવાં; કોઈનું અપમાન કરવું નહિ; આ દેહ ધારણ કરીને કોઇ સાથે વેર કરવું નહિ. ૧૭

**न पाणिपादचपलो न नेत्रचपलोऽनृजुः ।**
**न स्याद्वाक्चपलश्चैव न परद्रोहकर्मधीः ॥१८॥**

હાથ, પગ, નેત્ર અને વાણીની ચપળતા ન કરવી; કુટિલતા ન રાખવી અને પરદ્રોહ કરવાની બુદ્ધિ ન કરવી.

**अतिप्रवादं न प्रवदेन्न वादयेद्योऽनाहतः प्रतिहन्यान्न घातयेत् ॥ हन्तुं च यो नेच्छति पापकं वै तस्मै देवाः स्पृहयन्त्यागताय ॥१९॥**

જે કોઇની નિંદા કરે નહિ ને કરાવે પણ નહિ; કોઇએ

---

૧૬ મનુ૦ ૨૬૧. ૧૮ મનુ૦ ૪-૧૭૭. ૧૯ ઉદ્યોગ૦ ૩૫-૧૨૭૦.

માર્યાં છતાં તેને મારે નહિ ને મરાવે પણ નહિ; અને પાપીને પણ મારવા ઈચ્છે નહિ; એવા પુરુષોના આગમનની દેવતાઓ પણ ઇચ્છા કરે છે. ૧૯

**क्रुद्ध्यन्तं न प्रतिक्रुद्ध्येदाक्रुष्टः कुशलं वदेत् ।**
**सप्तद्वारावकीर्णां च न वाचमनृतां वदेत् ॥२०॥**

ક્રોધ કરનારની સામે ક્રોધ કરવો નહિ, ગાળ આપનારને પણ "ભલું" થાઓ, એમ કહેવું. ચક્ષુ, કર્ણ, નાસિકા, જિહ્વા, ત્વચા, મન અને બુદ્ધિ એ સપ્ત દ્વારોથી નીકળતી વાણી વડે જૂઠું બોલવું નહિ. ૨૦

**सत्यं ब्रूयात् प्रियं ब्रूयान्न ब्रूयात् सत्यमप्रियम् ।**
**प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥२१॥**

સત્ય બોલવું, પણ પ્રિય લાગે તેવું બોલવું; પ્રિય ન લાગે એવું સત્ય બોલવું નહિ; તેમ પ્રિય લાગે એવું અસત્ય પણ બોલવું નહિ; એવો સનાતન ધર્મ છે. ૨૧

**कामाभिभूतः क्रोधाद्वा यो मिथ्या प्रतिपद्यते ।**
**स्वेषु चान्येषु वा तस्य न सहाया भवन्त्युत ॥२२॥**

કામ વા ક્રોધને વશ થઈ જે મનુષ્ય પોતાના વા પરાયા મનુષ્યો સાથે મિથ્યા કપટ કરે છે તેને કોઈ સહાય થતું નથી.

**अविसंवादको दक्षः कृतज्ञो मतिमानृजुः ।**

---

૨૦, ૨૧ મનુ૦ ૬–૪૮. ૪–૧૩૮, ૨૨ ઉદ્યોગ૦ ૨૨૮–૪૩૪૪.

अपि संक्षीणकोषोऽपि लभते परिवारणम् ॥२३॥

વિશેષ સંવાદ ન કરનારો, ચતુર, કરેલા ઉપકારને જાણનારો, બુદ્ધિવાન અને સરળ મનુષ્ય નિર્ધન થાય તોપણ તેને પોષણ પ્રાપ્ત થાય છે. ૨૩

अभयं यस्य भूतेभ्यः सर्वेषामभयं यतः ।
स वै परिणतप्रज्ञः प्रख्यातो मनुजोत्तमः ॥२४॥

કોઇ પ્રાણીથી જે ભય પામતો નથી અને જેનાથી કોઇને ભય થતો નથી; તે ઉત્તમ પુરુષ યથાર્થ જ્ઞાની છે.૨૪

न शरन्मेघवत् कार्यं वृथैव घनगर्जितम् ।
परस्यार्थमनर्थं वा प्रकाशयति नो महान् ॥२५॥

શરદ્ઋતુના મેઘની પેઠે વૃથા મોટી ગર્જના કરવી નહિ. મહાપુરુષ પારકો અર્થ કિંવા અનર્થ પ્રકટ ન કરતો નથી.

एतावानेव पुरुषः कृतं यस्मिन्न नश्यति ।
यावच्च कुर्यादन्योऽस्य कुर्याद्बहुगुणं ततः ॥२६॥

જેના પર કરેલો ઉપકાર વૃથા જતો નથી અને પૂર્વે કરેલા ઉપકારથી જે વિશેષ ઉપકાર કરે છે, તે ખરો પુરુષ છે.

द्रोग्धव्यं न च मित्रेषु न विश्वस्तेषु कर्हिचित् ।
येषां चान्नानि भुंजीत यत्र च स्यात् प्रतिश्रयः ॥२७॥

મિત્ર, વિશ્વાસુ, જેનું અન્ન ખાતા હોઇએ અને જેનો

---

૨૩, ૨૪–ઉદ્યોગ૦ ૩૭–૧૪૩૫, ૬૨–૨૪૪૯. ૨૫ હિત૦ ૬૮૫. ૨૬ આદિપર્વ ૧૬૩–૧૪. ૨૭ વનપર્વ ૧૫૭–૧૯.

આશ્રય હોય, એટલા મનુષ્યોનો કદી દ્રોહ કરવો નહિ.૨૭

**कुतः कृतघ्नस्य यशः कुतः स्थानं कुतः सुखम् ।**
**अश्रद्धेयः कृतघ्नो हि कृतघ्ने नास्ति निष्कृतिः ॥२८॥**

કૃતઘ્ન—ગુણને બદલે અવગુણ કરનાર મનુષ્યને યશ, સ્થાન અને સુખ ક્યાંથી હોય ? કૃતઘ્ન મનુષ્ય વિશ્વાસને પાત્ર નથી તથા કૃતઘ્નપણાના પાપનું પ્રાયશ્ચિત્ત પણ નથી.

**आर्यजुष्टमिदं वृत्तमिति विज्ञाय शाश्वतम् ।**
**सन्तः परार्थं कुर्वाणा नावेक्षन्ते प्रतिक्रियाः ॥२९॥**

આવું આચરણ આર્ય જનોએ સેવેલું છે; એમ જાણીને નિરંતર પરોપકાર કરનારા સંત પુરુષો તેના બદલાની ઈચ્છા રાખતા નથી. ૨૯

**भक्तं च भजमानं च तवास्मीति च वादिनम् ।**
**त्रीनेतान्छरणं प्राप्तान् विषमेऽपि न संत्यजेत् ॥३०॥**

ભક્ત, સેવા કરનારો અને 'હું તમારો છું' એવું કહેનારો, એ ત્રણ પ્રકારના શરણાગત મનુષ્યોને સંકટમાં પણ તજવા નહિ. ૩૦

**गतिरात्मवतां सन्तः सन्त एव सतां गतिः ।**
**असतां च गतिः सन्तो न चासन्तः सतां गतिः ॥३१॥**

જ્ઞાનીઓની ગતિ સત્પુરુષો છે, અને સત્પુરુષોની ગતિ

---

૨૮ ઉદ્યોગ૦ ૧૦૬–૩૭૫૦. ૨૯ વન૦ ૨૯૬–૪૮,
૩૦ ઉદ્યોગ૦ ૩૨–૧૦૩૭,

પણ સત્પુરુષોજ છે. દુષ્ટોની ગતિ પણ સત્પુરુષો છે; પરંતુ સત્પુરુષોની ગતિ દુષ્ટ માણસો થઈ શકતા નથી. ૩૧

**शीलं प्रधानं पुरुषे तद्यस्येह प्रणश्यति ।**
**न तस्य जीवितना र्थो न धनेन न बंधुभिः ॥३२॥**

"સદાચાર" એ પુરુષનો મુખ્ય ગુણ છે. જેનો એ ગુણ નાશ પામે તેનું જીવન, ધન અને બંધુ બધું વ્યર્થ છે.

**अकस्मादेव कुप्यन्ति प्रसीदन्त्यानिमित्ततः ।**
**शीलमेत सा नामभ्रपारिप्लवं यथा ॥३३॥**

જેમ વાદળાંઓ આકાશમાં ઘડીકમાં દેખાય અને ઘડીકમાં ન દેખાય; તેમ અસાધુ પુરુષો પણ ઘડીકમાં ક્રોધ કરે અને ઘડીકમાં શાન્ત થાય એવા સ્વભાવવાળા હોય છે.

**आगतस्य गृहं त्यागस्तथैव शरणार्थिनः ।**
**याचमानस्य च वधो नृशंसो गर्हितो बुधैः ॥३४॥**

ઘેર આવેલાનો અને શરણ થયેલા માણસનો ત્યાગ કરનાર તથા યાચના કરનાર મનુષ્યનો વધ કરનાર, એવા ક્રૂર પુરુષને સારા પુરુષોએ નિંદેલો છે. ૩૪

**न चैवोक्ता नचा क्ता हीनतः परुषा गिरः ।**
**प्रतिजल्पन्ति वै धीराः सदा तूत्तमपूरुषाः ॥३५॥**

નીચ માણસોએ સ્પષ્ટ રીતે વા બીજી રીતે કહેલાં

---

૩૨ ઉદ્યોગ ૩૩–૧૧૪૨. ૩૩ મહાભારત. ૩૪ આદિ૦ ૧૬૧–૬૨૩૦. ૩૫ સભા૦ ૭૦–૨૪૨૩.

હલકાં વચનોનો ધીર અને ઉત્તમ પુરુષો સામો ઉત્તર આપતા નથી. ૩૫

**स्मरन्ति सुकृतान्येव न वैराणि कृतान्यपि ।**

**सन्तः प्रतिविजानन्तो लब्ध्वा प्रत्ययमात्मनः ॥३६॥**

બીજાંઓનાં સર્વ પ્રકારનાં કામોને નિરંતર જાણતા છતાં પોતાના મનમાં દૃઢ નિશ્ચયવાળા સત્પુરુષો તેમનાં સારાં કર્મોનુંજ સ્મરણ કરે છે અને તેમનાં ખરાબ કામોને સંભારતા નથી. ૩૬

**यस्तु शत्रोर्वशस्थस्य शक्तोऽपि कुरुते दयाम् ।**

**हस्तप्राप्तस्य वीरस्य तं चैव पुरुषं विदुः ॥३७॥**

આધીન થયેલા શત્રુનો અને હાથમાં આવેલા વીર પુરુષનો નાશ કરવાને શક્તિવાન છતાં પણ જે તેઓ પર દયા કરે છે, તેજ ખરો વીર પુરુષ કહેવાય છે. ૩૭

**श्रद्दधानः शुभां विद्यामाददीतावरादपि ।**

**अन्त्यादपि परं धर्मं स्त्रीरत्नं दुष्कुलादपि ॥३८॥**

નીચ માણસ પાસે પણ શ્રદ્ધાયુક્ત થઈને શુભ વિદ્યા ગ્રહણ કરવી. ચાંડાળ પાસેથી પણ ઉત્તમ ધર્મ ગ્રહણ કરવો. હલકા કુળમાંથી પણ ઉત્તમ સ્ત્રીને ગ્રહણ કરવી. ૩૮

**कर्मणान्तु प्रशस्तानामनुष्ठानं सुखावहम् ।**

---

૩૬ સભા૦ ૭૦–૨૪૪૨. ૩૭ શાન્તિ૦ ૨૨૭–૮૨૩૫.
૩૮ મનુ૦ ૨–૨૩૮.

**तेषामेवाननुष्ठानं पश्चात्तापकरं मतम् ॥३९॥**

સારાં કામ કરવાં એ સુખદાયી છે અને તેમ ન કરવાથી પશ્ચાત્તાપ થાય છે, એમ માનેલું છે. ૩૯

**स्वीयं यशः पौरुषं च गुप्तये कथितं च यत् ।**
**कृतं यदुपकाराय धर्मज्ञो न प्रकाशयेत् ॥४०॥**

પોતાનો યશ, પરાક્રમ, ગુપ્ત રાખવાને કહેલી વાત અને ઉપકાર માટે કરેલું કામ, એટલાં વાનાં ધર્મને જાણનારા મનુષ્યે બીજા આગળ જણાવવાં નહિ. ૪૦

**आत्मनः पौरुषं चैव बलं नैव समं परैः ॥**
**सर्वथानार्यकर्मैतत् प्रशंसा स्वयमात्मनः ॥४१॥**

પોતાના જેવું પરાક્રમ અને બળ બીજા કોઇમાં નથી, એવી આપવડાઇ કરવી એ બહુ હલકા માણસનું કામ છે.

**हीनांगानतिरिक्तांगान् विद्याहीनान् विगर्हितान् ।**
**रूपद्राविणहीनांश्च सत्वहीनांश्च नाक्षिपेत् ॥४२॥**

ઓછાં અંગવાળાં, વધારે અંગવાળાં, વિદ્યાહીન, નિંદિત, રૂપરહિત, ધનરહિત અને બળરહિત મનુષ્યોનો તિરસ્કાર કરવો નહિ. ૪૨

**अरुन्तुदं परुषं रुक्षवाचं वाक्कंटकैर्वितुदन्तं मनुष्यान् ।**
**विद्यादलक्ष्मीकतमंजनानां मुखे निबद्धां निर्ऋतिं वै वहन्तम्**

---

૩૯ ઉદ્યોગ૰ ૩૭–૧૪૨૦. ૪૦ મહાનિર્વાણ૰ ૮–૫૬. ૪૧ ઉદ્યોગ-પર્વ. ૪૨ અનુશાસન૰ ૧૦૪–૪૯૮૯. ૪૩ ઉદ્યોગ૰ ૩૫–૧૨૬૭.

જે મનુષ્ય મર્મને પીડા કરનારી કઠોર, લૂખી વાણીવાળો અને કાંટા જેવાં વચનોથી મનુષ્યોને દુઃખ આપનારો હોય; તેને અમંગળ અને મોઢામાં મૃત્યુ ધારણ કરનારો જાણવો. ૪૩

मर्माण्यस्थीनि हृदयं तथाऽसून् रुक्षा वाचो निर्दहन्तीह पुंसाम् । तस्माद्वाचं रुशतीमुग्ररूपां धर्मारामो नित्यशो वर्जयीत ॥४४॥

રૂક્ષ વચન મનુષ્યોનાં મર્મ, અસ્થિ, હૃદય અને પ્રાણને દહન કરે છે; માટે ધર્મનિષ્ઠ પુરુષે તીવ્ર અને લૂખી વાણીનો નિરંતર ત્યાગ કરવો. ૪૪

रोहते सायकैर्विद्धं वनं परशुना हतम् ।
वाचा दुरुक्तया विद्धं न संरोहति वाक्क्षतम् ॥४५॥

બાણનો ઘા રૂઝાઈ જાય છે અને કુહાડાથી વન કપાયું હોય તો પાછું પાંગરે છે; પરંતુ કઠોર વચન બોલવાથી વિંધાયલા હૃદયનો ઘા કદી રૂઝાતો નથી. ૪૫

विद्यामदो धनमदस्तृतीयोऽभिजनो मदः ।
मदा एतेऽवलिप्तानामेत एव सतां दमाः ॥४६॥

વિદ્યામદ, ધનમદ અને ત્રીજો કુટુંબમદ, એ ત્રણે પ્રકારના મદો દુષ્ટ મનુષ્યોનેજ ગર્વ ઉપજાવનારા છે; પરંતુ

---

૪૪ ઉદ્યોગ૦ ૩૫ ૧૨૬૬. ૪૫ અનુશાસન૦ ૧૬૦–૪૯૮૮.
૪૬ ઉદ્યોગ૦ ૩૩–૧૧૩૭.

સાધુજનોને તો તે શાન્તિ આપનાર થાય છે. ૪૬

अथ भद्राणि भूतानि हीनशक्तिरहं परम्।
मृदुं तथापि कुर्वीत हानिर्द्वेषफलं यतः ॥४७॥

બીજા શક્તિવાન છે અને હું એકલો શક્તિવિનાનો છું એમ જાણીને કોઇનો દ્વેષ કરવો નહિ; પરંતુ કોમળતા રાખવી. કારણ કે દ્વેષનું ફળ હાનિ છે. ૪૭

य ईर्षुः परवित्तेषु रूपे वीर्ये कुलान्वये।
सुखसौभाग्यसत्कारे तस्य व्याधिरनन्तकः ॥४८॥

બીજાનાં ધન, રૂપ, પરાક્રમ, કુળ, સુખ, સૌભાગ્ય અને સત્કારની જે મનુષ્ય ઈર્ષ્યા કરે છે તેના દુઃખનો પાર નથી.

ये परेषां श्रियं दृष्ट्वा न तपन्ति विमत्सराः।
प्रहृष्टाश्चाभिनन्दन्ति ते नराः स्वर्गगामिनः ॥४९॥

જે ઈર્ષ્યારહિત પુરુષો પારકાની લક્ષ્મી જોઇને દુઃખી થતા નથી પરંતુ આનંદ પામીને તેનાં વખાણ કરે છે; તેઓ સ્વર્ગમાં જનારા છે. ૪૯

हरणं च परस्वानां परदाराभिमर्षणम्।
सुहृदश्च परित्यागस्त्रयो दोषा भयप्रदाः ॥५०॥

પારકું દ્રવ્ય ખુંચવી લેવું; પરસ્ત્રીનો સંગ કરવો અને મિત્રોનો પરિત્યાગ કરવો; એ ત્રણ દોષો ભયને આપનારા છે.

---

૪૭ વિષ્ણુપુરાણ ૧-૧૭-૮૧. ૪૮ ઉદ્યોગ૦ ૩૩-૧૧૩૫. ૫૦ ઉદ્યોગ૦ ૩૨-૧૦૩૫.

मिथ्योपेतानि कर्माणि सिध्येयुर्यानि भारत ।
अनुपायप्रयुक्तानि मा स्म तेषु मनः कृथाः ॥५१॥

કપટયુક્ત કામો કદાચ વિના ઉપાયે–વિનાયત્ને સિદ્ધ થતાં હોય તોપણ તે કરવામાં મન રાખવું નહિ. ૫૧

अरण्ये विजने न्यस्तं परस्वं दृश्यते यदा ।
मनसाऽपि न हिंसन्ति ते नराः स्वर्गगामिनः ॥५२॥

પરાયું ધન અરણ્યમાં અથવા કોઇ ન હોય એવે ઠેકાણે મૂકેલું જોવામાં આવે; છતાં મન વડે તે લેવાને જેઓ ઈચ્છા પણ નથી કરતા તે પુરુષો સ્વર્ગમાં જનારા છે. ૫૨

ग्रामे गृहे वा यद्द्रव्यं पारक्यं विजने स्थितम् ।
नाभिनन्दान्ति वै नित्यं ते नराः स्वर्गगामिनः॥५३॥

ગામમાં, ઘરમાં અથવા નિર્જન સ્થળમાં પણ પરાયું ધન પડયું હોય છતાં તેને લેવાને જેઓ રાજી થતા નથી તેઓ સ્વર્ગમાં જનારા છે. ૫૩

तथैव परदारान् ये कामवृत्तान् रहोगतान् ।
मनसापि न हिंसन्ति ते नराः स्वर्गगामिनः ॥५४॥

તેજ પ્રમાણે જેઓ એકાંતમાં પણ કામનાવાળી પર-સ્રીને જોઇને તેના પ્રતિ મન વડે ઇચ્છા પણ કરતા નથી તેઓ સ્વર્ગમાં જનારા છે. ૫૪

---

૫૧ ઉદ્યોગ૦ ૩૩—૧૦૯૯. ૫૨ અનુશાસન૦ ૧૪૪–૬૬૫૪.
૫૩, ૫૪ અનુશાસન૦ ૧૪૪—૬૬૫૫,૫૬

शत्रुं मित्रं च ये नित्यं तुल्येन मनसा नराः ।
भजन्ति मैत्राः संगम्ये ते नराः स्वर्गगामिनः ॥५५॥

જેઓ શત્રુ તેમજ મિત્રને મન વડે હમેશાં સમભાવથી જુએ છે અને તેઓના મેળાપ વખતે મિત્રભાવથી વર્તે છે, તે પુરુષો સ્વર્ગને પામનારા છે. ૫૫

श्रद्धावन्तो दयावन्तश्चोक्षाश्चो॰जनप्रियाः ।
धर्माधर्मवि॰ो नित्यं ते नराः स्वर्गगामिनः ॥५६॥

શ્રદ્ધાવાળા, દયાવાળા, પવિત્ર, પવિત્ર મનુષ્યો ઉપર પ્રીતિ રાખનારા અને ધર્મ તથા અધર્મને જાણનારા પુરુષો સ્વર્ગમાં જનારા છે. ૫૬

यश्चैन॰त्पादयते यश्चैनं त्रायते भयात् ।
यश्चास्य कुरुते वृत्तिं सर्वे ते पितरस्मृताः ॥५७॥

જે જન્મ આપે છે, જે ભયથી રક્ષણ કરે છે, અને જે જીવિકા આપે છે, એ ત્રણે જણ પિતા ગણાય છે. ૫૭

मातृवत् परदारेषु परद्रव्येषु लोष्ठवत् ।
आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति ॥५८॥

જે મનુષ્ય પરસ્ત્રીને માતા સમાન, પરદ્રવ્યને ઢેફા સમાન અને સર્વ પ્રાણીને પોતાના સમાન જુએ છે, તેજ ખરેખરું જુએ છે. ૫૮

---

૫૫, ૫૬ અનુશાસન૦ ૧૪૪–૬૫૫૭, ૬૦. ૫૭ અનુશાસન૦ ૬૯–૩૪૪૭. ૫૮ ચાણક્ય.

**न कुलं वृत्तहीनस्य प्रमाणमिति मे मतिः ।**
**अन्त्येष्वपि हि जातानां वृत्तमेव विशिष्यते ॥५९॥**

જે પુરુષ ખરાબ આચરણવાળો છે તેને સારા કુળનો ન જાણવો; અને નીચ કુળમાં જન્મ્યા છતાં પણ સારા આચરણવાળો હોય તો તે પુરુષને શ્રેષ્ઠ જાણવો. ૫૯

**अकार्यकरणाद्भीतः कार्याणां च विवर्जनात् ।**
**अकाले मंत्रभेदाच्च येन माद्येन्न तत्पिबेत् ॥६०॥**

ન કરવા જેવું કામ કરવાથી તથા કરવા યોગ્ય કાર્યો ત્યજવાથી અને સમય આવ્યા વગર ગુપ્ત ભેદો ખુલ્લા કરવાથી બીતા રહેવું; તથા જેથી મદ ઉપજે તે પદાર્થ ન પીવો.

**मद्यपानं कलहं पूगवैरं भार्यापत्योरन्तरं ज्ञातिभेदम् ।**
**राजद्विष्टं स्त्रीपुंसोर्विवादं वर्ज्यान्याहुर्यश्च पंथाः प्रदुष्टः**

મદ્યપાન, કલહ, ઘણાઓની સાથે શત્રુતા, સ્ત્રીપુરુષ વચ્ચે જુદાઇ, જ્ઞાતિમાં કજીયો, રાજવિરુદ્ધ કાર્ય, સ્ત્રીપુરુષમાં વિવાદ અને દુષ્ટ માર્ગ એટલાં વાનાં ત્યાજ્ય કહ્યાં છે. ૬૧

**अतीवगुणसंपन्नो न जातु विनयान्वितः ।**
**सुसूक्ष्ममपि भूतानामुपमर्दमुपेक्षते ॥६२॥**

ઉત્તમ ગુણવાળો અને વિનયવાળો પુરુષ પ્રાણીઓનાં જરા સરખાં દુઃખની પણ અવગણના કરે નહિ. ૬૨

---

૫૯ થી ૬૧ ઉદ્યોગ૦ ૩૩–૧૧૩૪, ૩૩–૧૧૩૬, ૩૪–૧૨૨૪.
૬૨ ઉદ્યોગ૦ ૩૮–૧૪૫૫.

**सुवृत्तः शीलसंपन्नः प्रसन्नात्मात्मविद्बुधः ।**
**प्राप्येह लोके समानं सुगतिं प्रेत्य गच्छति ॥६३॥**

જે પુરુષ સારા આચરણવાળો, સારા શીલવાળો, પ્રસન્ન ચિત્તવાળો, આત્માને જાણનારો અને બુદ્ધિમાન છે, તે આ લોકમાં સારૂં માન મેળવીને અંતે સદ્ગતિને પ્રાપ્ત થાય છે.

# अध्याय पांचमो

## દાન અને અહિંસા

**यस्मिन् जीवति जीवन्ति बहवः स तु जीवतु ।**
**काकोऽपि किं न कुरुते चंच्वा स्वोदरपूरणम् ॥१॥**

જે માણસના જીવવાથી ઘણા માણસોનું જીવન ચાલે છે તે માણસ જીવતો રહો; નહિ તો કાગડો પણ ચાંચ વડે પોતાનું પેટ શું નથી ભરતો? ૧

**यस्य चात्मार्थमेवार्थः स च नार्थस्य कोविदः ।**
**रक्षेत भृतकोऽरण्ये यथा गास्तादृगेव सः ॥२॥**

જે ધન માત્ર પોતાનાજ ઉપયોગમાં આવે છે તે પુરુષ ધનનો ખરો ઉપયોગ જાણતો નથી; તેથી તેને જંગલમાં નોકર જેમ ગાયોનું રક્ષણ કરે છે તેના જેવો રક્ષકજ જાણવો.

**दरिद्रान् भर कौंतेय मा प्रयच्छेश्वरे धनम् ।**
**व्याधितस्यौषधं पथ्यं नीरुजस्य किमौषधैः ॥३॥**

---

૬૩ ઉદ્યોગ૦ ૬૨-૨૪૪૮. ૧ હિત૦ ૨૯૪. ૨ વન૦ ૩૩-૨૪. ૩ હિત.

દરિદ્ર લોકોનું પ્રતિપાલન કરો; ધનવાનને ધન આપતા નહિ. રોગીનેજ ઔષધ ગુણકારી છે, નીરોગીને ઔષધનું શું પ્રયોજન ? ૩

यत्किंचिदपि दातव्यं याचितेनाऽनसूयया ।
उत्पत्स्यते हि तत्पात्रं यत्तारयति सर्वतः ॥४॥

યાચના કરનાર પર દ્વેષ ન કરતાં યત્કિંચિત્ પણ આપવું યોગ્ય છે. એમ કરતા રહેવાથી કોઈક દાન લેનાર એવું પાત્ર પણ મળી આવશે, કે જે સર્વ પ્રકારે તારી દેશે.૪

अभिगम्य च यत्तुष्टया दत्तमाहुरभिष्टुतम् ।
याचितेन तु यद्दत्तं तदाहुर्मध्यमं बुधाः ॥५॥

વિના માગ્યે સામા જઇને પ્રસન્નતાપૂર્વક જે દાન આપવું તેને બુદ્ધિમાનો શ્રેષ્ઠ દાન કહે છે; અને યાચના કરવાથી જે દાન આપવું તેને મધ્યમ પ્રકારનું દાન કહે છે.

अवज्ञया दीयते यत्तथैवाऽश्रद्धयाऽपि वा ।
तदाहुरधमं दानं मुनयः सत्यवादिनः ॥६॥

જે દાન અપમાન કરીને તથા શ્રદ્ધા વિના અપાય છે તેને સત્યવાદી મુનિઓ અધમ પ્રકારનું દાન કહે છે. ૬

अवज्ञया न दातव्यं कस्यचिल्लीलयाऽपि वा ।
अवज्ञया च यद्दत्तं दाऽस्तद्दोषमावहे ॥७॥

---

૪ મનુ૦ ૪-૨૨૮. ૫, ૬ શાન્તિ૦ ૧૯૫-૧૦૭૭-૭૮.
૭ રામાયણ બાળકાંડ.

અપમાનપૂર્વક તેમજ ઠઠ્ઠા—મશ્કરીપૂર્વક કોઇને દાન દેવું નહિ; કારણ કે અપમાનપૂર્વક દાન દેવાથી તે આપનારને દોષ પ્રાપ્ત થાય છે. ૭

**अन्यायात् समुपात्तेन दानधर्मो धनेन यः ।**
**क्रियते न स कर्त्तारं त्रायते महतो भयात् ॥८॥**

જે દાનધર્મ અન્યાયથી મેળવેલા ધનવડે કરવામાં આવે છે તે ધર્મ તેના કરનારને મોટા ભયથી બચાવતો નથી. ૮

**तडागं सुकृतं देशे क्षेत्रमेकं महाश्रयम् ।**
**चतुर्विधानां भूतानां तडागमुपलक्षयेत् ।**
**तडागानि च सर्वाणि दिशन्ति श्रियमुत्तमाम् ॥९॥**

સારે ઠેકાણે કરાવેલું જળાશય એક પવિત્ર ક્ષેત્રરૂપ છે. કેમકે તે જળાશય ચારે પ્રકારનાં પ્રાણીઓના મોટા આશ્રયરૂપ થાય છે. સર્વ જળાશયો તેના સ્થાપન કરનારને ઉત્તમ સંપત્તિ આપે છે. ૯

**स्थावराणां च भूतानां जातयः षट् प्रकीर्त्तिताः ।**
**वृक्षगुल्मलतावल्ल्यस्त्वक्सारास्तृणजातयः ॥१०॥**
**एता जात्यस्तु वृक्षाणां तेषां रोपे गुणास्त्विमे ।**
**कीर्त्तिं च मानुषे लोके प्रेत्य चैव फलं शुभम् ॥११॥**

વૃક્ષ, ગુચ્છા, વેલા, વેલ, વાંસ અને ઘાસ, એ પ્રકારે સ્થાવર ભૂતોની છ જાતિ કહેલી છે. એટલી જાતિનાં વૃક્ષો રોપવાથી

---

૮ વન૦ ૨૫૮—૩૨. ૯થી૧૧ અનુશાસન૦ ૫૮—૨૯૭૫, ૨૯૯૨, ૯૩.

આ લોકમાં કીર્તિ અને પરલોકમાં પણ શુભ ફળ મળે છે.

तस्मात्तडागे तद्वृक्षा रोप्याः श्रेयोऽर्थिना सदा ।
पुत्रवत्परिपाल्याश्च पुत्रास्ते धर्मतः स्मृताः ॥१२॥

તેટલા માટે કલ્યાણ ઇચ્છનારા પુરુષે સર્વદા જળાશયો પાસે એ વૃક્ષો વાવવાં અને પુત્રની પેઠે તેઓનું રક્ષણ કરવું. કેમકે ધર્મ પ્રમાણે તેઓ વાવનારના પુત્રરૂપ છે.૧૨

अभयं सर्वभूतेभ्यो व्यसने चाप्यनुग्रहः ।
यच्चाभिलषितं दद्यात्तृषितायाभियाचते ॥
दत्तं मन्येत यद्दत्वा तद्दानं श्रेष्ठमुच्यते ॥१३॥

સર્વ પ્રાણીઓને અભય આપવું; દુઃખમાં સહાય આપવી; તૃષાતુરને અને યાચના કરનારને જોઈએ તે પ્રમાણે આપવું અને જેટલું આપવાથી "મેં ઠીક આપ્યું" એમ લાગે તેવું દાન શ્રેષ્ઠ કહેવાય છે.૧૩

पानीयं प्रथमं दानं दानानां मनुरब्रवीत् ।
तस्मात् कूपांश्च वापीश्च तडागानि च खानयेत् ॥१४॥

સર્વ પ્રકારનાં દાનોમાં જળદાનને મનુ ભગવાને શ્રેષ્ઠ કહ્યું છે; તે માટે કૂવા, વાવો અને તળાવો ખોદાવવાં. ૧૪

अन्नं वै प्रथमं द्रव्यमन्नं श्रीश्च परा मता ।
अन्नात्प्राणः प्रभवति तेजो वीर्यं बलं तथा ॥१५॥

---

૧૨, ૧૩ અનુશાસન૦ ૫૮—૩૦૦૦, ૫૯—૩૦૦૫. ૧૪ અનુશાસન૦ ૬૫—૩૨૯૧. ૧૫ અનુશાસન૦ ૬૬—૩૩૬૮,

સર્વ પદાર્થોમાં પાણી પછી "અન્ન" શ્રેષ્ઠ પદાર્થ છે અને એનેજ શ્રેષ્ઠ સંપત્તિ માનેલી છે; કેમકે અન્નથી આયુષ્ય, તેજ, પરાક્રમ અને બળ વૃદ્ધિ પામે છે. ૧૫

**सद्यो ददाति यश्चान्नं सदैकाग्रमना नरः ।**
**न स दुर्गाण्यवाप्नोतीत्येव माह पराशरः ॥१६॥**

જે પુરુષ સદા એકાગ્ર મનથી અને શીઘ્ર અન્નદાન આપે છે તે કદી પણ દુઃખ પામતો નથી; એમ પરાશર મુનિ કહે છે.

**सर्वहिंसानिवृत्ता ये नराः सर्वं सहाश्च ये ।**
**सर्वस्याश्रयभूताश्च ते नराः स्वर्गगामिनः ॥१७॥**

જેઓ સર્વ પ્રકારની હિંસાથી નિવૃત્ત થાય છે; જેઓ સર્વ સહન કરે છે અને જેઓ સર્વને આશ્રય આપે છે; તે પુરુષોને સ્વર્ગગામી જાણવા. ૧૭

**रूपमव्यंगतामायुर्बुद्धिं सत्वं बलं स्मृतिम् ।**
**प्रा[illegible]कामैर्नरैर्हिंसा वर्जितव्या महात्मभिः ॥१८॥**

રૂપ, સારા અવયવો, આયુષ્ય, બુદ્ધિ, ધીરજ, બળ અને સ્મરણશક્તિ, એટલાં વાનાં ઈચ્છનાર મહાન પુરુષોએ પણ હિંસાને ત્યજવી યોગ્ય છે. ૧૮

**मर्त्तव्यामिति यद्दुःखं [illegible]रुषस्यापजायते ।**
**शक्यते नानुमानेन परोऽपि परिवर्णितुम् ॥१९॥**

---

૧૬ અનુશાસન૦ ૬૯. ૧૭ હિત૦ ૧૦૭. ૧૮ અનુશાસન૦ ૧૧૫-૫૬૦૧. ૧૯ હિત૦ ૧૧૦.

મરણસમયે પુરુષને જે દુઃખ થાય છે તે અનુમાનથી વર્ણવવાને બીજો કોઇ પણ સમર્થ થતો નથી. ૧૯

**न भक्षयति यो मांसं न च हन्यान्न घातयेत् ।**
**तन्मित्रं सर्वभूतानां मनुः स्वायंभुवोऽब्रवीत् ॥२०॥**

સ્વાયંભુવ મનુએ કહ્યું છે કે, જે મનુષ્ય માંસ ભક્ષણ કરતો નથી તથા કોઇને હણતો નથી અને હણાવતો નથી તે સર્વ પ્રાણીઓનો મિત્ર છે. ૨૦

**प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि वै तथा ।**
**आत्मोपम्येन मन्तव्यं बुद्धिमद्भिः कृतात्मभिः ॥२१॥**

જેવા પોતાના પ્રાણ અતિ પ્રિય છે, તેમ બીજાંઓને પણ તેમના પ્રાણ બહુ પ્રિય હોય છે, એમ પોતાના દૃષ્ટાંતથી બીજાઓ વિષે પણ બુદ્ધિવાને અને જ્ઞાનીએ માનવું યોગ્ય છે.

**शरण्यः सर्वभूतानां विश्वास्यः सर्वजन्तुषु ।**
**अनुद्वेगकरो लोके न चाप्युद्विजते सदा ॥२२॥**

સર્વ પ્રાણીઓનું રક્ષણ કરનાર માણસ સર્વ જીવોનો વિશ્વાસપાત્ર થાય છે. જે સર્વદા કોઇનો ઉદ્વેગ કરતો નથી તે પોતે પણ ઉદ્વેગ પામતો નથી. ૨૨

**धनेन क्रयिको हन्ति खादकश्चोपभोगतः ।**
**घातको वधबंधाभ्यामित्येष त्रिविधो वधः ॥२३॥**

ખરીદ કરનારો ધન વડે જીવને હણે છે; ખાનારો

૨૦થી૨૩ અનુશાસન૦ ૧૧૫-૫૬૦૫, ૧૫. ૨૩. ૧૧૫-૫૬૩૩,

ખાવાની ઈચ્છાવડે હણે છે, અને ઘાત કરનારો વધ તથા બંધન કરવા વડે હણે છે. એમ ત્રણ પ્રકારની હિંસા છે.૨૩

**अखादन्ननुमोदंश्च भावदोषेण मानवः ।**
**योऽनुमोदति हन्तव्यं सोऽपि दोषेण लिप्यते ॥२४॥**

જે મનુષ્ય કોઇ દોષને લીધે પોતે માંસ ભક્ષણ ન કરતો હોય પણ મારવાને સંમતિ આપે તો તેને પણ દોષ લાગે છે.

**अधृष्यः सर्वभूतानामायुष्मान्नीरुजः सुखी ।**
**भवत्यभक्षयन्मांसं दयावान् प्राणिनामिह ॥२५॥**

જે સર્વ પ્રાણીઓ પર દયાવાળો છે અને જે માંસ ભક્ષણ કરતો નથી તે મનુષ્ય લાંબા આયુષ્યવાળો, નીરોગી, સર્વ પ્રાણીઓથી ડરે નહિ તેવો અને સુખી થાય છે. ૨૫

**अहिंसा परमो धर्मस्तथाऽहिंसा परो दमः ।**
**अहिंसा परमं दानमहिंसा परमं तपः ॥२६॥**

અહિંસા પરમ ધર્મ છે; અહિંસા પરમ દમ છે; અહિંસા પરમ દાન છે અને અહિંસા પરમ તપ છે. ૨૬

**अहिंस्रस्य तपोऽ[redacted]स्रो यजते सदा ।**
**अहिंस्रः सर्वभूतानां यथा माता यथा पिता ॥२७॥**

હિંસા ન કરનારને અક્ષય તપનું ફળ થાય છે. હિંસા ન કરનારો સદા યજ્ઞ કરે છે. હિંસા ન કરનારો મનુષ્ય સર્વ પ્રાણીઓને માતા અને પિતા જેવો લાગે છે. ૨૭

---

૨૪ થી ૨૭ અનુશાસન૦ ૩૪,૩૫, ૧૧૬–૫૭૧૭, ૨૧.

# अध्याय छट्ठो

## ગૃહસ્થના અને અતિથિના ધર્મો

**यस्मात् त्रयोऽप्याश्रमिणो ज्ञानेनान्नेन चान्वहम् ।**
**गृहस्थैनैव धार्यन्ते तस्माज्ज्येष्ठाश्रमो गृही ॥१॥**

બીજા ત્રણે આશ્રમવાળાઓને પ્રતિદિન જ્ઞાન દ્વારા અને અન્ન દ્વારા ગૃહસ્થજ ઉપકાર કરે છે; તેટલા માટે ગૃહસ્થાશ્રમ બીજા આશ્રમોથી શ્રેષ્ઠ છે. ૧

**गृहस्थः पालयेद्दारान् विद्यामभ्यासयेत्सुतान् ।**
**गोपयेत्स्वजनान्बंधूनेष धर्मः सनातनः ॥२॥**

ગૃહસ્થે પોતાની સ્ત્રીનું પાલન કરવું; પુત્રોને વિદ્યાભ્યાસ કરાવવો અને સ્વજન–બંધુવર્ગની રક્ષા કરવી; એજ સનાતન ધર્મ છે. ૨

**मातरं पितरं चैव साक्षात् प्रत्यक्षदेवताः ।**
**मत्वा गृही निषेवेत सदा सर्वप्रयत्नतः ॥३॥**

ગૃહસ્થ મનુષ્યે પિતા–માતાને સાક્ષાત્ પ્રત્યક્ષ દેવતારૂપ માનીને સર્વ પ્રયત્નથી સર્વદા તેમની સેવા કરવી. ૩

**श्रावयेन्मृदुलां वाणीं सर्वदा प्रियमाचरेत् ।**
**पित्रोराज्ञानुसारी स्यात्सः पुत्रः कुलपावनः ॥४॥**

કુળને પાવન કરનારા સુપુત્રે માતા–પિતા પ્રત્યે કોમળ

---

૧ મનુ૦ ૩–૭૮. ૨ થી ૪ મહાનિર્વાણ૦ ૮–૩૫, ૨૫, ૮ ૨૯.

વાણી બોલવી; સર્વદા તેઓને પ્રિય લાગે એવું વર્તન રાખવું તથા તેઓની આજ્ઞામાં રહેવું. ૪

**गुरूणां चैव सर्वेषां माता परमको गुरुः ।**
**माता गुरुतरा भूमेः खात् पितोच्चतरस्तथा ॥५॥**

સર્વ પ્રકારના ગુરુઓમાં માતા એ પરમગુરુ છે. પૃથ્વી કરતાં પણ વધારે ગુરુ—સહનશીલ—ઉદાર છે; તેમજ પિતા આકાશ કરતાં પણ વધારે શ્રેષ્ઠ છે. ૫

**मातापित्रोः प्रजायन्ते पुत्राः साधारणाः कवेः ।**
**तेषां पिता तथा स्वामी यथा माता न संशयः ॥६॥**

માતા અને પિતા પુત્રોને ઉત્પન્ન કરે છે; તેથી પુત્રો એ બંનેને સમાન છે. માટે પુત્ર પર જેટલો પિતાનો હક્ક છે તેટલોજ હક્ક માતાનો છે એમાં સંશય નથી. ૬

**यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।**
**न तस्य निष्कृतिः शक्या कर्त्तुं वर्षशतैरपि ॥७॥**

બાળકના જન્મસમયે માતાપિતા જે ક્લેશ સહન કરે છે તેનો બદલો પુત્રથી સો વર્ષે પણ વાળી શકાય તેમ નથી. ૭

**आशंसते हि पुत्रेषु पिता माता च भारत ।**
**यशः कीर्तिमथैश्वर्यं प्रजा धर्मं तथैव च ।**
**तयोराशान्तु सफलां यः करोति स धर्मवित् ॥८॥**

---

૫ મહાનિર્વાણ૦ ૨૯. ૬ આદિ૦ ૧૦૫--૩૦. ૭ મનુ૦ ૨–૨૨૭. ૮ વન૦. ૨૦૪–૧૮.

પિતા અને માતા પુત્રને વિષે યશ, કીર્તિ, ઐશ્વર્ય, પ્રજા–સંતાન અને ધર્મની આશા કરે છે; માટે જે મનુષ્ય પિતા માતાની તે આશા સફળ કરે છે, તેજ ધર્મવેત્તા છે.

**मातापितृभ्यां यामीभिर्भ्रात्रा पुत्रेण भार्यया ।**
**दुहित्रा दासवर्गेण विवादं न समाचरेत् ॥९॥**

માતા, પિતા, ભાઇઓની સ્ત્રીઓ, ભાઈ, પુત્ર, સ્ત્રી, કન્યા અને નોકરો, એઓની સાથે વિવાદ કરવો નહિ.૯

**भ्राता ज्येष्ठः समः पित्रा भार्या पुत्रः स्वका तनुः ।**
**छाया स्वोदासवर्गश्च दुहिता कृपणं परम् ।**
**तस्मादेतैरधिक्षिप्तः सहेतासंज्वरः सदा ॥१०॥**

મોટો ભાઈ પિતા તુલ્ય છે; ભાર્યા અને પુત્ર એ પોતાના શરીરતુલ્ય છે; નોકરવર્ગ પોતાની છાયાસ્વરૂપ છે અને કન્યા અત્યંત કૃપા કરવા યોગ્ય છે; માટે એઓમાંનું કોઈ તિરસ્કાર કરે તોપણ દુઃખ ન લાવતાં સદા તે સહી લેવું.૧૦

**ज्येष्ठः कुलं वर्धयति विनाशयति वा पुनः ।**
**हन्ति सर्वमपि ज्येष्ठः कुलं यत्र च जायते ॥११॥**

મોટો પુત્ર સારો હોય તો જે કુળમાં જન્મ્યો હોય તેની આબરૂ વધારે છે અને ખરાબ હોય તો તે કુળની આબરૂનો નાશ કરે છે, એટલુંજ નહિ પણ તેનું સર્વસ્વ હણી નાખે છે.

---

૯ મનુ૦ ૪–૧૮૦. ૧૦ મનુ૦ ૪–૧૮૪, ૮૫.
૧૧ અનુશાસન૦ ૧૦૫–૫૧૧૮

अथ यो विनिकुर्वीत ज्येष्ठो भ्राता यवीयसः ।
अज्येष्ठः स्यादभागश्च नियम्यो राजभिश्च सः ॥१२॥

જે મોટો ભાઈ નાના ભાઇને છેતરે છે તે મોટો ગણાતો નથી અને તે ભાગને લાયક નથી. રાજાએ તેને શિક્ષા કરવી જોઈએ. ૧૨

ज्येष्ठो भ्राता पितृसमो मृते पितरि भारत ।
सर्वेषां वृत्तिदाता स्यात् स चैतान् परिपालयेत् ॥१३॥

પિતાના મરણ પછી મોટો ભાઈ પિતાસમાન છે; માટે તેણે નાનાંઓનો નિર્વાહ કરવો અને તેઓનું પાલન કરવું.

कनिष्ठास्तं नमस्येरन् सर्वे छन्दानुवर्त्तिनः ।
तमेव चोपजीवेरन् तथैव पितरं तथा ॥१४॥

નાના ભાઈઓએ મોટા ભાઇઓને નમસ્કાર કરવા જોઇએ અને સર્વેએ તેની મરજીને અનુસરવું જોઈએ તથા તેની પિતાની પેઠે સેવા કરવી જોઈએ. ૧૪

भ्रातुर्ज्येष्ठस्य भार्या या गुरुपत्न्यनुजस्य सा ।
यवीयसस्तु या भार्या स्नुषा ज्येष्ठस्य सा स्मृता ॥१५॥

મોટા ભાઈની સ્ત્રી નાના ભાઇને ગુરુપત્નીરૂપ છે, અને નાના ભાઇની સ્ત્રી એ મોટા ભાઇને પુત્રની સ્ત્રીતુલ્ય છે.૧૫

ज्येष्ठा मातृसमा चापि भगिनी भरतर्षभ ।
भ्रातुर्भार्या च तद्वत्स्याद् यस्या बाल्ये स्तनं पिबेत् ॥१६॥

---

૧૨ થી ૧૪ અનુશાસન૦ ૧૦૫–૧૯,૨૯, ૩૦. ૧૬ મનુ૦ ૯–૫૭.

મોટી બહેન માતા સમાન છે અને મોટા ભાઇની સ્ત્રી તથા બચપણમાં જેનું દૂધ પીધું હોય તે માતા સમાન છે.

**शरीरमेतौ सृजतः पिता माता च भारत ।**
**आचार्यशास्ता या जातिः सा सत्या साऽजराऽमरा ॥**

પિતા અને માતા માત્ર શરીરને ઉત્પન્નજ કરે છે; આચાર્યના સદાચાર અને શિક્ષણ વડે જે જાતિ—યોગ્યતા—પ્રાપ્ત થાય છે. તેજ સત્ય અને અજર અમર છે. ૧૭

**शुश्रूषते यः पितरं नासूयेत कदाचन ।**
**मातरं भ्रातरं वापि गुरुमाचार्यमेव च ।**
**तस्य राजन् फलं विद्धि स्वर्लोके स्थानमर्चितं ॥१८॥**

જે મનુષ્ય પિતા, માતા, ભાઈ, ગુરુ અને આચાર્યની સેવા કરે છે અને તેઓ પર કદી પણ દ્વેષ કરતો નથી તેને સ્વર્ગલોકમાં ઉત્તમ સ્થાન મળે છે. ૧૮

**यावन्न विन्दते जायां तावदर्धो भवेत् पुमान् ।**
**नार्धं प्रजायते पूर्णः प्रजायेतेत्यपि श्रुतिः ॥१९॥**

પુરુષ જ્યાં સુધી સ્ત્રી પરણતો નથી ત્યાં સુધી તે અર્ધો રહે છે. અર્ધા અંગથી સંતાન થતું નથી, પણ પૂરા અંગથી થાય છે, એમ શ્રુતિ પણ કહે છે. ૧૯

**प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।**

---

૧૭, ૧૮ અનુશાસન૦ ૧૦૫–૫૧૩૧, ૭૫–૩૬૬૩.
૧૯ વ્યાસ૦ ૩ અ.

**स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥२०॥**

સંતાનની ઉત્પત્તિ અર્થે સ્ત્રીઓ મહાભાગ્યવાળી, પૂજવા યોગ્ય અને ઘરને દીપાવનારી છે. ઘરમાં સ્ત્રી કરતાં સંપત્તિમાં કશી વિશેષતા નથી. ૨૦

**उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् ।**
**प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्रीनिबंधनम् ॥२१॥**

સંતાનની ઉત્પત્તિ, સંતાનનું પાલન અને પ્રતિદિવસ લોકવ્યવહારનું કાર્ય, એ સર્વ સ્ત્રી વિના થતું નથી. ૨૧

**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।**
**यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥२२॥**

જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થાય છે તે કુળમાં દેવતાઓ પ્રસન્ન રહે છે; અને જ્યાં તેઓનું સન્માન થતું નથી તે કુળમાં થતી બીજી સર્વ શુભ ક્રિયાઓ નિષ્ફળ થાય છે. ૨૨

**अविप्लुतब्रह्मचर्यो लक्षण्यां स्त्रियमुद्वहेत् ।**
**अनन्यपूर्विकां कान्तामसपिंडां यवीयसीम् ॥२३॥**
**अरोगिणीं भ्रातृमतीमसमानार्षगोत्रजाम् ।**
**पंचमात् सप्तमादूर्ध्वं मातृतः पितृतस्तथा ॥२४॥**

અખંડિત બ્રહ્મચર્યવાળા પુરુષે સારાં લક્ષણવાળી, બીજા સાથે વિવાહ ન થયો હોય તેવી, સુંદર રૂપવાળી,

---

૨૦, ૨૧, ૨૨ મનુ૦ ૯–૨૬, ૨૭, ૩–૫૬. ૨૩, ૨૪ યાજ્ઞવલ્ક્ય૦ ૧–૫૨, ૫૩.

સગાઈ વિનાની, પોતાથી નાની ઉંમરની, રોગ વિનાની, ભાઈવાળી તથા બીજા ગોત્ર અને પ્રવરમાં ઉત્પન્ન થયેલી તેમજ માતાથી પાંચમી પેઢી અને પિતાથી સાતમી પેઢીની અંદરની ન હોય તેવી સ્ત્રીને પરણવી. ૨૩,૨૪

**सर्वावयवसंपूर्णा सुवृत्तामुद्वहेन्नरः ।**
**क्रयक्रीता च या कन्या पत्नी सा न विधीयते ॥२५॥**

પુરુષે સર્વ અવયવોથી સંપૂર્ણ અને સારાં આચરણવાળી સ્ત્રીને પરણવી. પૈસા કે સાટા ત્રેખડાથી વેચાતી લીધેલી કન્યા શાસ્ત્રવિધિ પ્રમાણે પત્ની કહેવાતી નથી.૨૫

**न ह्येव भार्या क्रेतव्या न विक्रेया कथं चन ।**
**ये च क्रीणान्ति दासी च विक्रीणन्ति तथैव च ।**
**भवेत्तेषां तथा निष्ठा लुब्धानः पापचेतसाम् ॥२६॥**

સ્ત્રી કોઈ રીતે ખરીદવા કે વેચવા લાયક નથી. જેઓ સ્ત્રીને દાસી તરીકે ખરીદે છે કે વેચે છે; તે લોભીઆ અને પાપી ચિત્તવાળાઓની નિષ્ઠા પણ તેવીજ થાય છે. ૨૬

**अनिन्दितैः स्त्रीविवाहैरनिन्द्या भवति प्रजा ।**
**निन्दितैर्निन्दिता नृणां तस्मान्निन्द्यान् विवर्जयेत् ॥२७**

અનિંદિત રીતે વિવાહ કરવાથી પ્રજા અનિંદિત (સદાચારી) થાય છે; અને નિંદિત વિવાહ કરવાથી પ્રજા પણ નિંદિત (દુરાચારી) થાય છે; માટે નિંદિત વિવાહ તજી દેવો.

---

૨૫ અત્રિ૦ ૩૭૯. ૨૬ અનુશાસન૦ ૪૪–૨૪૫૧. ૨૭ મનુ૦ ૩–૪૨.

**इमं हि सर्ववर्णानां पश्यन्तो धर्ममुत्तमम् ।**
**यतन्ते रक्षितुं भार्यां भर्तारो दुर्बला अपि ॥२८॥**

સર્વ વર્ણોનો એ ઉત્તમ ધર્મ છે, એમ વિચારીને દુર્બળ પતિએ પણ સ્ત્રીની રક્ષા કરવાનો યત્ન કરે છે. ૨૮

**स्वां प्रसूतिं च चरित्रं च कुलमात्मानमेव च ।**
**स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन् हि रक्षति ॥२९॥**

પોતાની સ્ત્રીનું પ્રયત્નથી રક્ષણ કરવાથી પોતાનાં સંતાન-ની, ચરિત્રની, કુળની, પોતાની અને સ્વધર્મની રક્ષા થાય છે.

**अन्योन्यस्याव्यभिचारो भवेदामरणान्तिकः ।**
**एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥३०॥**

સ્ત્રી અને પુરુષે મરતાં સુધી એકબીજાનો વ્યભિચાર કરવો નહિ. તેઓનો સંક્ષેપમાં એ ધર્મ જાણવો. ૩૦

**कोऽर्थः पुत्रेण जातेन यो न विद्वान् न धार्मिकः ।**
**काणेन चक्षुषा किंवा चक्षुःपीडैव केवलम् ॥३१॥**

જેમ કાણી આંખ કેવળ પીડાજ કરે છે, બીજા કામે લાગતી નથી; તેમ પુત્ર પણ જો ધાર્મિક અને વિદ્વાન ન થાય તો તેનાથી પીડા વિના બીજું શું ફળ થનારૂં છે?

**चतुर्वर्षावधि सुतान् लालयेत् पालयेत् पिता ।**
**ततः षोडशपर्यन्तं गुणान् विद्यां च शिक्षयेत् ॥३२॥**

---

૨૮, ૨૯, ૩૦ મનુ૦ ૯-૬, ૭, ૧૦૧. ૩૧ હિતોપદેશ ૧૨. ૩૨ મહાનિર્વાણ૦ ૮-૪૫.

પિતાએ ચાર વર્ષની અવસ્થા થતાં સુધી પુત્રનું લાલનપાલન કરવું. તે પછી સોળ વર્ષ સુધી તેને સદ્ગુણ અને વિદ્યાનું શિક્ષણ આપવું. ૩૨

**विंशत्यब्दाधिकान् पुत्रान् प्रेरयेद्गृहकर्मसु ।**
**ततस्तां स्तुल्यभावेन मत्वा स्नेहं प्रदर्शयेत् ॥३३॥**

વીસ વર્ષની વય પછી પુત્રોને ગૃહકાર્યમાં જોડવા; અને તે પછી તેમને પોતા સમાન માનીને સ્નેહ દર્શાવવો.

**कन्याप्येवं पालनीया शिक्षणीयातियत्नतः ।**
**देया वराय विदुषे धनरत्नसमान्विता ॥३४॥**

કન્યાનું પણ એ પ્રમાણે પાલન કરવું અને અતિ યત્નથી તેને શિક્ષણ આપવું તથા તેને ધન અને રત્ન સહિત શ્રેષ્ઠ વિદ્વાન વરને આપવી. ૩૪

**यादृग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि ।**
**तादृग्गुणा सा भवति समुद्रेणैव निम्नगा ॥३५॥**

નદી જેમ સમુદ્ર સાથે મળવાથી ખારી થઇ જાય છે, તેમ સ્ત્રી પણ જેવા ગુણવાળા પતિ સાથે યથાવિધિ પરણે, તેવા ગુણવાળી થાય છે. ૩૫

**न कन्यायाः पिता विद्वान् गृह्णीयाच्छुल्कमण्वपि ।**
**गृह्णन् शुल्कं हि लोभेन स्यान्नरोऽपत्यविक्रयी ॥३६॥**

વિદ્વાન પિતાએ કન્યાનું જરા પણ મૂલ્ય, અથવા

---

૩૩, ૩૪ મહાનિર્વાણ૦ ૮–૪૬, ૪૭. ૩૫,૩૬ મનુ ૯–૨૨, ૩–૫૧.

દાન કર્યા પછી શુલ્ક લેવું નહિ. લોભથી જો લે તો તે સંતાનને વેચનારો થાય છે. ૩૬

**उत्तमैरुत्तमैर्नित्यं संबंधानाचरेत् सह ।**
**निनीषुः कुलमुत्कर्षमधमानधमांस्त्यजेत् ॥३७॥**

પોતાના કુળનો ઉત્કર્ષ (ઉન્નતિ) ઇચ્છનારે ઉત્તમ ઉત્તમ કુળો સાથે સબંધ બાંધવો અને નીચ નીચ કુળોનો ત્યાગ કરવો. ૩૭

**कालेऽदाता पिता वाच्यो वाच्यश्चानुपयन् पतिः ।**
**मृते भर्तरि पुत्रस्तु वाच्यो मातुररक्षिता ॥३८॥**

પિતા જો યોગ્ય કાળે કન્યાદાન ન કરે અને યોગ્ય કાળે પતિ પત્નીને ઋતુદાન ન દે; તેમજ પતિ મર્યા પછી પુત્ર માતાનું રક્ષણ ન કરે તો તેઓ દોષભાગી—નિંદાપાત્ર થાય છે.

**धूमायन्ति व्यपेतानि ज्वलन्ति सहितानि च ।**
**धृतराष्ट्रोल्मुकानीव ज्ञातयो भरतर्षभ ॥३९॥**

જેમ ઉંબાડીઆં જુદાં જુદાં રહ્યાં હોય તો ધુંધવાયા કરે છે અને એકઠાં મળે તો સળગી ઉઠે છે તેવુંજ હે ભરત-શ્રેષ્ઠ ! જ્ઞાતિવર્ગનું પણ સમજવું. ૩૯

**महानप्येकजो वृक्षो बलवान् सुप्रतिष्ठितः ।**
**प्रसह्य एव वातेन शक्यन्धो मर्षितुं क्षणात् ॥४०॥**
**अथ ये सहिता वृक्षाः संघशः सुप्रतिष्ठिताः ।**

---

૩૭, ૩૮ મનુ૦ ૪-૨૪૪, ૯-૪. ૩૯, ૪૦ ઉદ્યોગ૦ ૩૫-૧૩૧૯, ૨૧.

**ते हि शीघ्रतमान् वातान् सहन्तेऽन्योऽन्यसंश्रयात् ॥४१**

વૃક્ષ મોટું, બળવાન અને દૃઢ હોય તોપણ જો એકલું-જ હોય તો વાયુ તેને ક્ષણમાં ઉખેડી નાખે છે; અને જો ઘણાં વૃક્ષો જૂથરૂપે સાથે રહેલાં હોય તો તે એકબીજાના આશ્રયને લીધે અતિ બળવાન વાયુને પણ સહી શકે છે.

**एवं मनुष्यमप्येकं गुणैरपि समन्वितम् ।**
**शक्यं द्विषन्तो मन्यन्ते वायुर्द्रुममिवैकजम् ॥४२॥**

વાયુ એકલા વૃક્ષનો નાશ કરી શકે છે, તેમ ગુણવાન મનુષ્ય પણ એકલો રહે તો શત્રુઓ તેને જીતી શકે છે. ૪૨

**तन्तवोऽप्यायता नित्यं तनवो बहुलाः समाः ।**
**बहून् ब…त्वाद्यायासान् सहन्तीत्युपमा सताम् ॥४३॥**

તંતુઓ ઘણા લાંબા અને ઝીણા હોવા છતાં માપમાં સરખા તથા સંખ્યામાં ઘણા હોવાથી ઘણા બોજાને સહન કરે છે; એવીજ રીતે સારા માણસોની ઉપમા છે. ૪૩

**सर्वानर्थः कुले यत्र जायते पापपूरुषः ।**
**अकीर्तिं जनयत्येव कीर्तिमन्तर्दधाति च ॥४४॥**

જે કુળમાં પાપી પુરુષ જન્મે છે તે કુળમાં સર્વ અનર્થો થાય છે; કુળની તે અપકીર્તિ કરે છે અને કીર્તિનો નાશ કરે છે. ૪૪

---

૪૧ ઉદ્યોગ૦ ૨૨. ૪૨, ૪૩ ઉદ્યોગ૦ ૩૫–૧૩૨૩, ૧૮.
૪૪ અનુશાસન૦ ૧૦૫–૫૧૨૩.

विभागं बहवो मोहात् कर्तुमिच्छन्ति नित्यशः ।
ततो विभक्तास्त्वन्योन्यं विरुध्यन्तेऽर्थमोहिताः ॥४५॥

અનેક મનુષ્યો મૂર્ખતાને લીધે વડીલોના ધનના ભાગ વહેંચી લેવાને ઈચ્છે છે અને પછી જુદા પડીને ધનથી મોહ પામીને એકબીજા સાથે વિરોધ કરે છે. ૪૫

ततः स्वार्थपरान् मूढान् पृथग्भूतान् स्वकैर्धनैः ।
विदित्वा भेदयन्त्येतानमित्रा मित्ररूपिणः ॥४६॥

પછી તે સ્વાર્થી અને મૂર્ખ ભાઈઓને પોતપોતાના ભાગ લઇને જુદા પડેલા જાણીને, શત્રુઓ તેમના મિત્રરૂપ થઇને તેઓમાં એકબીજા વચ્ચે દ્વેષ કરાવે છે. ૪૬

विदित्वा चापरे भिन्नानन्तरेषु पतन्त्यथ ।
भिन्नानामतुलो नाशः क्षिप्रमेव प्रवर्तते ॥४७॥

તેમને જુદા પડેલા જોઈ શત્રુઓ તેમની ગુપ્ત વાતો જાણી લે છે તેથી તે જુદા પડેલાઓનો જલદી નાશ થાય છે.

तस्माद्विभागं भ्रातॄणां न प्रशंसन्ति साधवः ।
गुरुशास्त्रेऽनिबद्धानामन्योन्येनाभिशंकिनाम् ॥४८॥

સારા માણસો ભાઇઓ વચ્ચે વિભાગ કરવાનું વખાણતા નથી. કારણ કે તેથી તેઓ ગુરુ અને શાસ્ત્રના અંકુશમાં રહે નહિ અને એકબીજા પર શંકા રાખ્યા કરે.૪૮

मातरं पितरं पुत्रं दारानतिथिसोदरान् ।

૪૫, ૪૬, ૪૭, ૪૮ આદિ૦ ૨૯–૧૯, ૨૦, ૨૧, ૨૨.

हित्वा गृही न भुंजीयात् प्राणैः कंठगतै पि ॥४९॥

કંઠે પ્રાણ આવે તોપણ ગૃહસ્થીએ માતા, પિતા, પુત્ર, સ્ત્રી, અતિથિ અને સહોદરોને તજીને ભોજન કરવું નહિ.

वंचयित्वा गुरून् बंधून् यो भुंक्ते स्वोदरंभरः ।
इहैव लोके गर्ह्योऽसौ परत्र नरकं व्रजेत् ॥५०॥

ગુરુજનો અને બંધુઓને ત્યજીને જે પેટભરો પોતાનું પેટ ભરે છે, તે આ લોકમાં નિંદાપાત્ર થઈ પરલોકમાં નરકે પડે છે.

एवं क्रमेण भ्रातृंश्च स्वसृभ्रातृसुतामपि ।
ज्ञातीन्मित्राणि भृत्यांश्च पालयेत्तोषयेद्गृही ॥५१॥

માટે ગૃહસ્થે ભાઈ, બહેન, ભત્રીજી, જ્ઞાતિજનો, મિત્રો અને ચાકરોનું પાલન કરવું તથા તેઓને રાજી રાખવા.

ततः स्वधर्मनिरतानेकग्रामनिवासिनः ।
अभ्यागतानुदासीनान् गृहस्थः परिपालयेत् ॥५२॥

તેમજ ધર્મપ્રેમીઓ, પોતાના ગામવાસીઓ, અતિથિઓ અને ઉદાસીન લોકોનું ગૃહસ્થે પાલન કરવું.પ૨

तृणानि भूमिरुदकं वाक् चतुर्थी च सूनृता ।
सतामेतानि गेहेषु नोच्छिद्यन्ते कदाचन ॥५३॥

સાધુ ગૃહસ્થોના ઘરમાંથી તૃણ, ભૂમિ, પાણી અને પ્રિય વાક્ય, એ ચાર વસ્તુઓ કોઈ કાળે નાશ પામતી નથી.૫૩

---

૪૯ મહાનિર્વાણ૦ ૮-૩૩. ૫૦ થી ૫૨ મહાનિર્વાણ૦ ૮-૩૪, ૮-૪૮, ૪૯.૫૩ વનપર્વ ૨-૫૩.

**शयमार्त्तस्य शयनं स्थितश्रान्तस्य चासनम् ।**
**तृषितस्य च पानीयं क्षुधितस्य च भोजनम् ॥५४॥**

ગૃહસ્થે પીડિત મનુષ્યને સૂવાનું, થાકેલાને આસન, તરસ્યાને પાણી અને ભૂખ્યાને ભોજન આપવું. ૫૪

**अतो मृष्टतरं नान्यत् पूतं किंचिच्छतक्रतो ।**
**दत्वा यस्त्वातिथिभ्योऽन्नं भुंक्ते तेनैव नित्यशः ॥५५॥**

નિત્ય અતિથિઓને જમાડયા પછીજ પોતે અન્ન જમવું, એના જેવું સ્વચ્છ અને પવિત્ર અન્ન બીજું કંઈજ નથી.

**यो दद्यादपरिक्लिष्टमन्नमध्वनि वर्तत ।**
**श्रान्तायादृष्टपूर्वाय तस्य पुण्यफलं महत् ॥५६ ॥**

થાકી ગયેલા અને પૂર્વે નહિ દીઠેલા વટેમાર્ગુને જે શ્રદ્ધા-પૂર્વક અન્ન આપે છે તેને મોટું પુણ્યફળ થાય છે.૫૬

**अरावप्युचितं कार्यमातिथ्यं गृहमागते ।**
**छेत्तुः पार्श्वगतां छायां नोपसंहरते तरुः ॥५७॥**

પોતાને કાપનારા મનુષ્ય ઉપરની પોતાની છાયાને વૃક્ષ ખેંચી લેતું નથી; તેમ જો શત્રુ પણ અતિથિ થઇને પોતાને ઘેર આવે તો તેનો સારી રીતે સત્કાર કરવો જોઇએ.૫૭

**अप्रणोद्योऽतिथिः सायं सूर्योढे गृहमेधिना ।**
**काले प्राप्तस्त्वकाले वा नास्यानश्नन् गृहे वसेत् ॥५८॥**

---

૫૪ થી ૫૬ વનપર્વ ૨–૫૪, ૧૯૩–૩૨, ૨–૬૧. ૫૭ હિત૦ ૧૦૦૦ ૫૮ મનુ૦ ૩–૧૦૫.

સૂર્યાસ્ત પછી આવેલો અતિથિ, ગમે તો સવેળા આવ્યો હોય કે કવેળા આવ્યો હોય; પણ ગૃહસ્થે તેને પાછો કાઢવો નહિ તથા પોતાના ઘરમાં ભૂખ્યો રાખવો નહિ.૫૮

**न वै स्वयं तदश्नीयादतिथिं यन्न भोजयेत् ।**
**धन्यं यशस्यमायुष्यं स्वर्ग्यं वातिथिपूजनम् ॥५९॥**

અતિથિને ન જમાડાયું હોય તે અન્ન પોતે જમવું નહિ. અતિથિનું પૂજન પણ ધન, યશ, આયુષ્ય અને સ્વર્ગદાયક છે.૫૯

**अतिथीनां च सर्वेषां प्रेष्याणां स्वजनस्य च ।**
**सामान्यं भोजनं भृत्यैः पुरुषस्य प्रशस्यते ॥६०॥**

સર્વ અતિથિઓ, આશ્રિતો, સંબંધીઓ અને નોકરોને જે સામાન્ય રસોઈ જમાડી હોય તેજ સામાન્ય રસોઈ પોતે જમવી એ ગૃહસ્થીને માટે પ્રશંસનીય છે–અર્થાત્ જેમ પંક્તિભેદ રાખવો નહિ, તેમ આગળ પાછળ પણ બીજાઓ કરતાં સારૂં જમવું યોગ્ય નથી. ૬૦

---

૫૯ મનુ૦ ૩-૧૦૬. ૬૦ શાન્તિ૦ ૧૯૩-૭૦૪૦.

# अध्याय सातमो
## दंपतिधर्म अने नारीधर्म

**सम्यग्धर्मार्थकामेषु दम्पतीभ्यामहर्निशम् ।**
**एकचित्ततया भाव्यं समानव्रतवृत्तितः ॥१॥**

ધર્મ, અર્થ અને કામને સારી રીતે પ્રાપ્ત કરવામાં પતિ અને પત્નીએ અહોનિશ એક ચિત્તથી તથા સમાન વૃત્ત અને આચરણવાળા રહેવું. ૧

**अर्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा ।**
**भार्या मूलं त्रिवर्गस्य भार्या मूलं तरिष्यतः ॥२॥**

ભાર્યા એ મનુષ્યનું અર્ધું અંગ છે; ભાર્યા એ ઉત્તમ મિત્ર છે; ભાર્યા એ ધર્મ, અર્થ અને કામ, એ ત્રણે પદાર્થોનું મૂળ છે અને ભાર્યા એ સંસાર તરવાનું મૂળ છે.૨

**भार्यावन्तः क्रियावन्तः सभार्या गृहमेधिनः ।**
**भार्यावन्तः प्रमोदन्ते भार्यावन्तः श्रियान्विताः ॥३॥**

ભાર્યાવાળાજ પુરુષો બધી ક્રિયાઓ કરી શકે છે; ભાર્યાવાળાજ ગૃહસ્થાશ્રમી છે; ભાર્યાવાળાજ આનંદ પામે છે અને ભાર્યાવાળાજ લક્ષ્મીવાન અને શોભાવાળા છે. ૩

**कान्तारेष्वपि विश्रामो जनस्य गृहिणी मता ।**
**यः स दारः स विश्वासस्तस्माद्दारा परा गतिः ॥४॥**

---

૧ વ્યાસસંહિતા ૩ અ. ૨ થી ૪ આદિ૦ ૭૪-૪, ૭૪-૪૧, ૭૪-૪૩.

વગડામાં પણ મનુષ્યને પત્ની વિશ્રામરૂપ મનાઈ છે. વળી જે સ્ત્રીવાળો હોય તે વિશ્વાસપાત્ર મનાય છે; તેથી પુરુષને માટે સ્ત્રી પરમ ગતિ છે. ૪

**न च भार्यासमं किंचिद्विद्यते भिषजां मतम् ।**
**औषधं सर्वदुःखेषु सत्यमेतद्ब्रवीमि ते ॥५॥**

સર્વ દુ:ખોમાં ભાર્યા સમાન બીજું કાંઇ પણ ઔષધ નથી; એવો વૈદ્યોએ કહેલો મત સત્ય છે. ૫

**धनेन वाससा प्रेम्णा श्रद्धयामृतभाषणैः ।**
**सततं तोषयेद्दारान् नाप्रियं क्वचिदाचरेत् ॥६॥**

ધન, વસ્ત્ર, પ્રેમ, શ્રદ્ધા અને મીઠાં વચનથી સર્વદા ભાર્યાને પ્રસન્ન રાખવી અને કદી પણ તેનું અપ્રિય કરવું નહિ.

**शाश्वतोऽयं धर्मपथः सद्भिराचरितः सदा ।**
**यद्भार्याः परिरक्षन्ति भर्तारोऽल्पबला अपि ॥७॥**

સાધુ લોકો ચિરકાલથી એ ધર્મ પાળતા આવે છે કે, પતિ નિર્બળ હોય તોપણ તેણે સ્ત્રીની રક્ષા કરવી. ૭

**सूक्ष्मेभ्योऽपि प्रसंगेभ्यः स्त्रियो रक्ष्या विशेषतः ।**
**द्वयोर्हि कुलयोः शोकमावहेयुररक्षिताः ॥८॥**

નજીવા પ્રસંગે પણ સ્ત્રીની રક્ષા વિશેષ કરવી. અરક્ષિત સ્ત્રી સાસરા–પિયરનાં બંને કુળને શોક આપનારી થાય છે.૮

---

૫ વન૦ ૬૧–૨૯. ૬ મહાનિર્વાણ૦ ૮–૪૨. ૭ વન૦ ૧૨–૭૦. ૮ મનુ૦ ૯–૫.

उत्सवे लोकयात्रायां तीर्थेष्वन्यनिकेतने ।
न पत्नीं प्रेषयेत्प्राज्ञः पुत्रामात्यविवर्जिताम् ॥९॥

બુદ્ધિમાન મનુષ્યે પત્નીને પુત્ર અથવા વિશ્વાસુ માણસ વિના ઉત્સવમાં, લોકોના મેળામાં, તીર્થમાં તેમજ બીજાને ઘેર મોકલવી નહિ. ૯

तथा नित्यं यतेयातां स्त्रीपुंसौ तु कृतक्रिया ।
यथा नाभिचरेतां तौ वि[illegible]क्तावितरेतरम् ॥१०॥

વિવાહિત સ્ત્રી પુરુષે ધર્મ–અર્થ–કામમાં પરસ્પર જોડાયલાં હોવા છતાં પણ ઇતરેતર સાથે વ્યભિચારી થાય નહિ એવો યત્ન કરવો જોઇએ.૧૦

उपचाराः क्रिया केलिः स्पर्शो भूषणवाससाम् ।
सहशय्यासनं चैव सर्वं संग्रहणं स्मृतम् ॥११॥

પર સ્ત્રીપુરુષ સાથે અયોગ્ય વ્યવહાર કરવો, ચેષ્ટા કરવી, મશ્કરી કરવી, તેના વસ્ત્રાલંકારને સ્પર્શ કરવો, એક શય્યા કિંવા આસને બેસવું, એ સર્વ વ્યભિચારનાં ચિહ્‌ન કહ્યાં છે.

श्रुत्वा वै [illegible]म्पतीधर्म सह धर्मकृतं शुभम् ।
या भवेद्धर्मपरमा नारी भर्तृसमव्रताः ॥१२॥
देववत् सततं साध्वी भर्तारमनुपश्यति ।
शुश्रूषां परिचर्यां च देवताव[illegible] प्रकुर्वती ॥१३॥

---

૯ મહાનિર્વાણ૦ ૮–૪૩. ૧૦, ૧૨ મનુ૦ ૯–૧૦૨, ૮–૩, ૫૭. ૧૨, ૧૩ અનુશાસન૦ ૧૪૬–૬૭૮૫, ૮૬.

**वश्या भावेन सुमना सुव्रता सुखदर्शना ।**
**अनन्यचित्ता सुमुखी सा नारी धर्मचारिणी ॥१४॥**

ધર્મશાસ્ત્રમાં કહેલો સ્ત્રીપુરુષનો પવિત્ર ધર્મ સાંભળીને જે સ્ત્રી ધર્મપરાયણ થાય છે અને સ્વામીને અનુકૂળ આચરણ કરે છે; જે પતિને નિરંતર દેવસમાન જાણીને દેવતાની પેઠે તેની સેવા—પૂજા કરે છે; તથા જે સ્ત્રી પતિને વશ રહેનારી, સારા મનોભાવવાળી, સારાં વ્રત કરનારી, સુખને આપનારી, એક પતિમાંજ ચિત્ત રાખનારી તથા હસતા મુખવાળી છે; તે સ્ત્રી સારી રીતે ધર્મને પાળનારી છે.

**पतिप्रियहिते स्थित्वा स्वचारा संयतेन्द्रिया: ।**
**इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुपमं सुखम् ॥१५॥**

જે સ્ત્રી પતિનું પ્રિય અને હિત કરવામાં તત્પર રહીને સારા આચારવાળી તથા ઇંદ્રિયોને વશ રાખનારી છે; તે સ્ત્રી આ લોકમાં કીર્તિ અને પરલોકમાં અનુપમ સુખ પામે છે.

**सा भार्या या गृहे दक्षा सा भार्या या प्रजावती ।**
**मनोवाक्कर्मभिः शुद्धा पत्यादेशानुवर्तिनी ॥१६॥**

ભાર્યા તેજ છે કે જે ઘરકામમાં કુશળ હોય; ભાર્યા તેજ છે કે જે પ્રજાવાળી હોય અને ભાર્યા તેજ છે કે જે મન—વાણી—કર્મથી શુદ્ધ તથા પતિઆજ્ઞાને અનુસરનારી હોય. ૧૬

---

૧૪ અનુશાસન૦ ૮૭. ૧૫ યાજ્ઞવલ્કય૦ ૧-૮૭.
૧૬ આદિપર્વ અને વ્યાસસંહિતા.

छायेवानुगता स्वच्छा सखीव हितकर्मसु ।
दासीवादिष्टकार्येषु भार्या भर्तु सदा भवेत् ॥१७॥

પવિત્ર સ્ત્રીએ સદા છાયા પ્રમાણે સ્વામીને અનુસરવું. શુભ કાર્યમાં તેની સખી પ્રમાણે થવું અને ઇષ્ટકાર્યમાં દાસીની પેઠે આજ્ઞા પાળવી. ૧૭

परुष्यापि या प्रोक्ता दृष्टा क्रुद्धेन चक्षुषा ।
सुप्रसन्नमुखी भर्तुः सा नारी धर्मभागिनी ॥१८॥

સ્વામી સ્ત્રીને કઠણ વાક્ય કહે અને ક્રોધયુક્ત ચક્ષુથી જુએ તોપણ જે સ્ત્રી સુપ્રસન્ન મુખવાળી રહે છે તે સ્ત્રી ધર્મભાગિની છે. ૧૮

नेक्षेत् पतिं क्रूरदृष्ट्या श्रावयेन्नैव दुर्वचः ।
नाप्रियं मनसा वापि चरेत्पत्युः पतिव्रता ॥१९॥

પતિવ્રતા સ્ત્રીએ પતિના સામું ક્રૂર દૃષ્ટિથી જોવું નહિ અને તેને ખરાબ વચન કહેવું નહિ તથા મનમાં પણ તેનું અશુભ વિચારવું નહિ. ૧૯

नोच्चैर्वदेन्न परुषं न बहून् पत्युरप्रियम् ।
न केनचिन्न विवदेदप्रलापविलापिनी ।
न चातिव्ययशीला स्यान्न धर्मार्थाविरोधिनी ॥२०॥

સ્ત્રીએ ઉંચે સ્વરે બોલવું નહિ; કઠિન વચન બોલવાં

---

૧૭. વ્યાસ સ્મૃતિ. ૧૮ અનુશાસન૦ ૧૪૬--૬૭૮૬.
૧૯ મહાનિર્વાણ૦ ૮-૧૦૩. ૨૦ વ્યાસસ્મૃતિ ૩ અ.

નહિ; બહુ બોલવું નહિ; પતિને અપ્રિય લાગે તેવું બોલવું નહિ; કોઈની સાથે વિવાદ કરવો નહિ; ન બોલવા જેવું બોલવું નહિ; અતિશય ખર્ચ કરવાની ટેવ રાખવી નહિ તથા ધર્મ અને અર્થનો વિરોધ કરવો નહિ. ૨૦

**वैषम्यमपि संप्राप्ता गोपयन्ति कुलस्त्रियः।**
**आत्मनमात्मना सत्यो जितस्वर्गा न संशयः ॥२१॥**

સારા કુળની સ્ત્રીઓ દુઃખી અવસ્થાને પ્રાપ્ત થાય તો–પણ પોતાના પુરુષાર્થથી પોતાનું રક્ષણ કરે છે. એવી સતીઓ સ્વર્ગને પામે એમાં પણ સંશય નથી. ૨૧

**जलोदरसमायुक्ताः श्वित्रिणः पलितास्तथा।**
**आपुमांसः कृताः स्त्रीभिर्जडान्धबधिरास्तथा ॥२२॥**

દુષ્ટ સ્ત્રીઓ પતિઓને જળોદરના રોગવાળા, કોઢીઆ, વૃદ્ધ, નપુંસક, જડ, આંધળા અને બહેરા કરી નાખે છે.

**पापानुगास्तु पापास्ताः पतीनुपसृजन्त्युत।**
**न जातु विप्रियं भर्तुः स्त्रिया कार्यं कथंचन॥२३॥**

પાપને અનુસરનારી એ પાપી સ્ત્રીઓ પતિઓને દુઃખી કરી દે છે, માટે સ્ત્રીએ કદી પણ પતિનું અપ્રિય કરવું નહિ.

**प्रमादोन्मादरोषेर्ष्या वंचनं चाभिमानिताम्।**
**पैशुन्यहिंसाविद्वेषमोहाहंकारधूर्त्तताः।**

---

૨૧-૨૨ વન૦ ૭૦-૮, ૨૩૨-૧૫. ૨૩ વન૦ ૨૩૨-૧૬.

**नास्तिक्यसाहसस्तेयदंभान् साध्वी विवर्जयेत् ॥२४॥**

પ્રમાદ, ઉન્માદ, ક્રોધ, ઈર્ષ્યા, ઠગાઈ, અભિમાન, ખળતા, હિંસા, દ્વેષ, મોહ, અહંકાર, ધૂર્તપણું, નાસ્તિકતા, સાહસ, ચોરી અને દંભ, એ સર્વ સારી સ્ત્રીઓએ તજી દેવાં.

**तिष्ठेत् पित्रोर्वशे बाल्ये भर्तुः संप्राप्तयौवने ।**
**वार्धक्ये पतिबंधूनां न स्वतंत्रा भवेत् क्वचित् ॥२५॥**

સ્ત્રીએ બાળપણમાં પિતાના, યૌવનમાં સ્વામીના અને વૃદ્ધાવસ્થામાં સાસરીઆંના આધીનમાં રહેવું અને કદી સ્વતંત્ર રહેવું નહિ. ૨૫

**पित्रा भर्त्रा सुतैर्वापि नेच्छेद्विरहमात्मनः ।**
**एषां हि विरहेण स्त्री गर्ह्ये कुर्यादुभे कुले ॥२६॥**

સ્ત્રીએ પિતા, સ્વામી અને પુત્રથી કદી પણ જુદું રહેવાની ઇચ્છા કરવી નહિ. કેમકે જુદાં રહેવાથી તે સ્ત્રી સાસરૂં અને પિયર બંને કુળને નિંદાપાત્ર કરે છે. ૨૬

**पितृमातृसुतभ्रातृश्वश्रूश्वशुरमातुलैः ।**
**हीना न स्याद्विना भर्त्रा गर्हणीयाऽन्यथा भवेत् ॥२७॥**

પતિ ન હોય તે સમયમાં સ્ત્રીએ પિતા, માતા, પુત્ર, ભાઈ, સાસુ, સસરા અને મામા, એમનાથી દૂર રહેવું નહિ; અને જો રહે તો તેની નિંદા થાય છે. ૨૭

---

૨૪ વ્યાસસ્મૃતિ ૨ અ. ૨૫ મહાનિર્વાણ૦ ૮-૧૦૬.
૨૬ મનુ૦ ૫-૧૪૯. ૨૭ વ્યાસસ્મૃતિ ૩ અ.

**अरक्षिता गृहे रुद्धाः पुरुषैराप्तकारिभिः ।**
**आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः ॥२८॥**

ઘરમાં રહેલી સ્ત્રીઓ વિશ્વાસુ માણસોથી રક્ષાવા છતાં પણ આધીન ન રહેવું હોય તો તેઓ ન રક્ષાયા જેવીજ છે; અને જે સ્ત્રીઓ પોતે મનથીજ પોતાને રક્ષવા ઇચ્છે છે, તે ન રક્ષાયા છતાં પણ રક્ષાયલી છે. ૨૮

**पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ।**
**स्वप्नोऽन्यगेहवासश्च नारीसंदूषणानि षट् ॥२९॥**

મદ્યપાન, દુર્જનનો સંસર્ગ, પતિનો વિરહ, ભટકવું, અકાળે સૂવું અને પારકે ઘેર રહેવું, એ ૬ નારીનાં દૂષણ છે.

**सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।**
**सुसंस्कृतोपस्करया व्यये चा[illegible]क्तहस्तया ॥३०॥**

સ્ત્રીઓએ સર્વદા પ્રફુલ્લ હૃદયથી રહેવું; ઘરનાં કામકાજમાં પ્રવીણ થવું; વસ્ત્ર–આભૂષણને સારી રીતે રાખવાં અને ખર્ચમાં હાથ છૂટો રાખવો નહિ. ૩૦

**शुश्रूषां परिचर्यां च करोत्यविमनाः सदा ।**
**सुप्रीता च विनीता च सा नारी धर्मभागिनी ॥३१॥**

જે સ્ત્રી નિરંતર પ્રીતિપૂર્વક અને નમ્રતાથી તથા એકચિત્તથી પતિની સેવા તથા પૂજા કરે છે તે સ્ત્રી પતિના

---

૨૮ મનુ૦ ૯–૧૨. ૨૯ હિત૦ ૧૫૮. ૩૦ મનુ૦ ૫–૧૫૦. ૩૧ અનુશાસન૦ ૧૪૬–૬૭૯૦.

ધર્મમાં ભાગ લેનારી થાય છે. ૩૧

**प्रियांश्च रक्तांश्च हितांश्च भर्तुस्तान् भोजयेद्या विविधै ्पायैः ॥ द्वेष्यैरपक्ष्यैरहितैश्च तस्य भिद्यात्तु नित्यं ्हकोद्यतैश्च ॥३२॥**

જે મનુષ્યો પતિના પ્રિય, સ્નેહી કિંવા હિતકારી હોય તેમને પત્નીએ વિવિધ ઉપાયોથી જમાડવા; તથા જેઓ પતિના દ્વેષી, સામા પક્ષના, અહિત કરનારા તથા કપટ કરનારા હોય તેઓથી નિરંતર દૂર રહેવું. ૩૨

**शेषान्नमुपभुंजाना यथान्यायं यथाविधि ।**
**तुष्ट्ःष्टजना नित्यं नारी धर्मेण युज्यते ॥३३॥**

જે નારી સર્વને ન્યાય તથા વિધિ પ્રમાણે ભોજન કરાવીને બાકી રહેલું અન્ન પોતે જમે છે અને જેના ઘરનાં માણસો સદા પ્રસન્ન મનવાળાં તથા પુષ્ટ શરીરવાળાં હોય છે તે નારી ધર્મને પામે છે. ૩૩

**न कामेषु न भोगेषु नैश्वर्ये न सुखे तथा ।**
**स्पृहा यस्या यथा पत्यौ सा नारी धर्मभागिनी॥३४॥**

જે નારી કામ, ભોગ, ઐશ્વર્ય અને સુખની ઈચ્છા ન રાખતાં કેવળ સ્વામીને ચાહે છે તેજ ધર્મભાગિની છે. ૩૪

**विधाय वृत्तिं भार्यायाः प्रवसेत् कार्यवान्नरः ।**

---

૩૨ વનપર્વ ૨૩૩-૯. ૩૩, ૩૪ અનુશાસન૦ ૧૪૬-૬૭૯૧, ૯૪,

अवृत्तिकर्षिता हि स्त्री प्रदुष्येत् स्थितिमत्यपि ॥३५॥

પતિએ પોતાને કાર્યપ્રસંગે દેશાંતર જવું પડે તો સ્ત્રીના ભરણપોષણની ગોઠવણ કરીને જવું. તેમ નહિ કરવાથી સ્ત્રી સારાં આચરણવાળી હોય તોપણ દુરાચરણી થવા સંભવ છે.

विधाय प्रोषिते वृत्तिं जीवेन्नियममास्थिता ।
प्रोषिते त्वविधायैव जीवेच्छिल्पैरगर्हितैः ॥३६॥

પતિ જો જીવિકા આપીને પરદેશ ગયો હોય તો સ્ત્રીએ નિયમમાં રહીને જીવન ગાળવું અને ન આપી ગયો હોય તો નિંદા ન થાય એવી કારીગરી કરીને જીવન ગાળવું. ૩૬

पाणिग्राहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्य वा ।
पतिलोकमभीप्सन्ती नाचरेत् किंचिदप्रियम् ॥३७॥

પતિના લોકને (સ્વર્ગને) પામવા ઈચ્છતી હોય તેવી સાધ્વી સ્ત્રીએ પતિના જીવતાં અથવા મૃત્યુ પછી કાંઇ પણ અયોગ્ય આચરણ કરવું નહિ. ૩૭

नगरस्थो वनस्थो वा पापो वा यदि वा शुचिः ।
यासां स्त्रीणां प्रियो भर्ता तासां लोका महोदयाः ॥३८॥

સ્વામી નગરમાં હો વા વનમાં હો, પવિત્ર હો વા અપવિત્ર હો; પણ જે સ્ત્રીઓને તે પતિજ પ્રિય છે તેને ઉત્તમ લોક મળે છે.

विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।

---

૩૫ મનુ૦ ૯–૭૪. ૩૬ મનુ૦ ૯–૭૫. ૩૭ મનુ૦ ૫–૧૫૬.
૩૮ હિતોપદેશ ૪૬૧.

**उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत् पतिः ॥३९॥**

પોતાનો પતિ સદાચાર રહિત, કામી, કિંવા ગુણ-રહિત હોય તોપણ સાધ્વી સ્ત્રીએ સદા દેવની પેઠે પૂજવો.

**भर्ता हि परमं नार्या भूषणं भूषणैर्विना।**
**एषा विरहिता तेन शोभनाऽपि न शोभना ॥४०॥**

પહેરવાને બીજા અલંકાર ન હોય તોપણ નારીને પોતાનો ભર્તાજ મોટા શણગારરૂપ છે. જે સ્ત્રી પતિ વિનાની છે તે શોભાવાળી છતાં પણ શોભા વિનાની છે.૪૦

**अनेन नारीवृत्तेन मनोवाग्देहसंयता ।**
**इहाग्र्यां कीर्तिमाप्नोति पतिलोकं परत्र च ॥४१॥**

મન—વાણી—શરીરને નિયમમાં રાખનારી જે સ્ત્રી આ પ્રમાણે પતિવ્રતાધર્મ પાળે છે તે આ લોકમાં ઉત્તમ કીર્તિ પામે છે અને તે પછી પતિના ઉત્તમ લોકને પામે છે. ૪૧

**सन्तुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।**
**यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥४२॥**

જે કુળમાં સ્વામી ભાર્યાથી તેમજ ભાર્યા સ્વામીથી સદા પ્રસન્ન રહે છે તે કુળમાં નિરંતર કલ્યાણ થાય એ નક્કી છે.



---

૩૯ મનુ૦ ૫–૧૫૪. ૪૦ હિતોપદેશ ૪૬૨. ૪૧ મનુ૦ ૫–૧૬૬. ૪૨ મનુ ૩–૬૦.

# अध्याय आठमो

## જીવિકા અને અર્થવ્યવહાર

**येऽर्था धर्मेण ते सत्या येऽधर्मेण धिगस्तु तान् ।**
**धर्मं वै शाश्वतं लोके न जह्याद्धनकांक्षया ॥१॥**

જે ધન ધર્મપૂર્વક મેળવેલું હોય તેજ ખરૂં ધન છે, અને અધર્મથી મેળવ્યું હોય તે ધનને ધિક્કાર છે; કારણકે ધર્મ એજ આ લોકમાં સાચું ધન હોવાથી ધનના લોભને લીધે તેનો નાશ કરવો નહિ. ૧

**विद्या शिल्पं भृतिः सेवा गोरक्ष्यं विपणिः कृषिः ।**
**धृतिर्भैक्ष्यं कुसीदं च दश जीवनहेतवः ॥ २॥**

વિદ્યા, કારીગરી, નોકરી, ચાકરી, પશુપાલન, વ્યાપાર, ખેતીવાડી, ધીરજ, ભિક્ષા અને વ્યાજ ખાવું, એ દશ જીવનનો નિર્વાહ કરવાના ઉપાયો છે. ૨

**तिले तैलं गवि क्षीरं काष्ठे पावकमन्ततः ।**
**धिया धीरो विजानीयादुपायं चास्य सिद्धये ॥३॥**

તલમાંથી તેલ, ગાયમાંથી દૂધ અને કાષ્ઠમાંથી અગ્નિને કાઢવાના ઉપાયો જેમ શોધી કઢાયા છે, તેમ બુદ્ધિમાન પુરુષે જીવનના નિર્વાહને માટે ઉપાય શોધી કાઢવો. ૩

---

૧ શાન્તિ० ૨૯૪-૧૦૭૬૫. ૨ મનુ० ૧૦-૧૧૬. ૩ વન० ૩૨-૨૭.

मणिमुक्ताप्रवालानां लोहानां तान्तवस्य च ।
गंधानां च रसानां च विद्यादर्घबलाबलम् ॥४॥

મણિ, મોતી, પરવાળાં, ધાતુ, વસ્ત્ર, ગંધવાળા કર્પૂરાદિ પદાર્થો અને લવણાદિ રસ, એ સર્વ વસ્તુની યોગ્યતા પ્રમાણે કિંમતમાં પણ વધઘટ જાણવી. ૪

बीजानामुप्तिविच्च स्यात् क्षत्रदोषगुणस्य च ।
मानयोगं च जानीयात्तुलायोगांश्च सर्वशः ॥५॥

બીજ વાવવાની રીતો, ક્ષેત્રના ગુણદોષ તથા વસ્તુઓના માપ અને તોલ એ સર્વ પ્રકારે જાણવાં જોઈએ. ૫

सारासारं च भांडानां देशानां च गुणागुणान् ।
लाभालाभं च पण्यानां पशूनां परिवर्द्धनम् ॥६॥

વાસણોની યોગ્યતા અને અયોગ્યતા, દેશોના ગુણ તથા અવગુણ, વ્યાપારમાં લાભ તથા હાનિ અને પશુઓનું પાલનપોષણ, એ સર્વ બાબતોથી જાણીતા થવું. ૬

भृत्यानां च भृतिं विद्याद्भाषाश्च विविधा नृणाम् ।
द्रव्याणां स्थानयोगांश्च क्रयविक्रयमेव च ॥७॥

નોકરોનો પગાર, વિવિધ દેશના માણસોની ભાષાઓ, દ્રવ્યના સંરક્ષણના ઉપાયો અને ખરીદવાની તથા વેચવાની વ્યવસ્થા એ સર્વ જાણવું. ૭

रंगावतरणं चैव तथा रूपोपजीवनम् ।

---

૪, ૫, ૬, ૭ મનુ૦ ૯-૩૨૯, ૩૦, ૩૧, ૩૨.

**मद्यमांसोपजीव्यं च विक्रयं लोहचर्मणोः ॥८॥**
**अपूर्विणा न कर्तव्यं कर्मलोके विगर्हितम् ।**
**कृतपूर्वन्तु त्यजतो महान् धर्म इति श्रुतिः ॥९॥**

નાટક, બહુરૂપીનો ધંધો અને મદ્ય–માંસ, લોઢું કે ચામડાનો વ્યાપાર, એ સર્વ લોકોમાં નિંદા થવા યોગ્ય કામો પૂર્વે જેણે ન કર્યાં હોય તેણે કરવાં નહિ; અને જેઓએ પૂર્વે તે કર્યાં હોય તેઓ તેનો ત્યાગ કરે તો તેથી પરમ-ધર્મ પ્રાપ્ત થાય છે, એમ વેદમાં કહ્યું છે. ૮,૯

**लब्धानामपि वित्तानां बोद्धव्यौ द्वावतिक्रमौ ।**
**अपात्रे प्रतिपत्तिश्च पात्रे चाप्रतिपादनम् ॥१०॥**

કુપાત્રને આપવું અને સુપાત્રને ન આપવું, આમ બે પ્રકારે પ્રાપ્ત ધનનો દુરૂપયોગ કરનારાઓને સદુપ-યોગનો બોધ કરવો યોગ્ય છે. ૧૦

**यः काकिनीमप्यपथप्रपन्नां समुद्धरेन्निष्कसहस्र-तुल्याम् । कालेषु कोटिष्वपि मुक्तहस्तं राजसिंहं न जहाति लक्ष्मीः ॥११॥**

ખોટે રસ્તે ગયેલી કોડીને પણ હજાર મહોર જેવી જાણીને પાછી ખેંચી લે અને યોગ્ય સમયે કરોડો ખરચ-વાને પણ હાથ છૂટો મૂકે તેવા ઉત્તમ રાજાનો લક્ષ્મી ત્યાગ કરતી નથી. ૧૧

૮ થી ૧૦ શાન્તિ૦ ૨૯૬–૧૦૭૯૬,૯૭, ૨૬–૭૯૮. ૧૧ હિત૦ ૫૬૩.

**तस्य चापि भवेत् कार्यं विवृद्धौ रक्षणे तथा ।**
**भक्ष्यमाणो ह्यनादानात् क्षीयेत हिमवानपि ॥१२॥**

વળી તે ધનને વધારવાનો તથા રક્ષણ કરવાનો પણ પ્રયત્ન કરવો જોઇએ. કારણ કે આવક વિના ખર્ચ કરવામાં આવે તો હિમાલય પર્વત પણ ખૂટી જાય છે. ૧૨

**क्षिप्रमायमनालोच्य व्ययमानः स्ववाञ्छया ।**
**परिक्षीयत एवासौ धनी वैश्रवणोपमः ॥१३॥**

આવક ન જોતાં સ્વેચ્છા પ્રમાણે ખર્ચ કરનારો પુરુષ કુબેર જેવો ધનવાન હોય તોપણ ખાલી થઇ જાય છે.૧૩

**अकर्मणां वै भूतानां वृत्तिः स्यान्नहि काचन ।**
**तदेवाभिप्रपद्येत न विहन्यात् कदाचन ॥१४॥**

ધંધો ન કરનારા મનુષ્યોનો કોઇ રીતે નિર્વાહ થતો નથી; એટલા માટે મનુષ્યોએ ધંધાનો ત્યાગ ન કરતાં પોતાના નિર્વાહ માટે ધંધો કરવો જોઇએ. ૧૪

**सर्वं कर्मेदमायत्तं विधाने दैवमानुषे ।**
**तयोर्दैवमचिंत्यन्तु मानुषे विद्यते क्रिया ॥१५॥**

સર્વ કાર્યો દૈવ તથા મનુષ્યને આધીન રહેલાં છે. તે બેમાં દૈવની ગતિ કળી તો શકાય તેમ નથી; પરંતુ પુરુષાર્થ તો મનુષ્યના પોતાનાજ હાથમાં છે. ૧૫

---

૧૨ વન૦ ૩૨-૧૦. ૧૩ હિત૦ ૩૪૯. ૧૪ વન૦ ૩૨-૮. ૧૫ મનુ૦ ૭-૨૦૫.

षड्दोषाः पुरुषेणेह हातव्या भूतिमिच्छता ।
निद्रा तंद्रा भयं क्रोध आलस्यं दीर्घसूत्रता ॥१६॥

સમૃદ્ધિ ઇચ્છનારા પુરુષે નિદ્રા, સુસ્તી, ભય, ક્રોધ, આળસ અને વિલંબ, આ છ દોષો તજવા યોગ્ય છે.

# अध्याय नवमो–आरोग्य

धर्मार्थकाममोक्षाणामारोग्यं मूलमुत्तमम् ।
रोगास्तस्यापहर्तारः श्रेयसो जीवितस्य च ॥१॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એઓનું ઉત્તમ મૂળ આરોગ્ય છે. રોગો તે આરોગ્યને, કલ્યાણને અને જીવતરને હરનારા છે. ૧

अनारोग्यमनायुष्यमस्वर्ग्यं चातिभोजनम् ।
अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत् परिवर्जयेत् ॥२॥

વધારે ભોજન કરવાથી શરીરમાં રોગ થાય છે; આયુષ્યનો નાશ થાય છે અને સ્વર્ગની હાનિ થાય છે. વળી તે પાપરૂપ હોઇને લોકમાં નિંદિત છે, માટે તેનો ત્યાગ કરવો. ૨

सायंप्रातर्मनुष्याणामशनं देवनिर्मितम् ।
नान्तरा भोजनं दृष्टमुपवासी तथा भवेत् ॥३॥

---

૧૬ હિત૦ ૭૪. ૧ ચરકસંહિતા-દીર્ઘજીવિકાધ્યાય ૧૩-૧૪ શ્લોક. ૨ મનુ૦ ૨-૫૭. ૩ શાન્તિ૦ ૧૯૩-૭૦૭૧.

સાંજ અને સવાર એ બે સમય દેવતાઓએ મનુષ્યોને ભોજનને માટે નીમેલા છે. માટે તેની વચમાં જમવું નહિ; તેથી ઉપવાસનું ફળ થાય છે. ૩

**आहारनियमं चैव देशे काले च सात्त्विकम् ।**
**तत्परीक्ष्यानुवर्तेत तत्प्रवृत्त्यनुपूर्वकम् ॥४॥**

દેશ તથા કાળની પરીક્ષા કરી તેને અનુસરતા સાત્ત્વિક આહારનો નિયમ રાખીને તે નિયમાનુસાર વર્તવું. ૪

**यच्छक्यं ग्रसितुं ग्रस्यं ग्रस्तं परिणमेच्च यत् ।**
**हितं च परिणामे यत्तदाद्यं भूतिमिच्छता ॥५॥**

જે પદાર્થ ભોજન કરવા યોગ્ય હોય; પાચન થાય એવો હોય તથા પરિણામે ગુણકારી હોય; તેવાજ પદાર્થનું આરોગ્ય ઈચ્છનારા પુરુષે ભોજન કરવું જોઇએ. ૫

**द्विविधो जायते व्याधिः शारीरो मानसस्तथा ।**
**परस्परं तयोर्जन्म निर्द्वंद्वं नोपलभ्यते ॥६॥**

વ્યાધિ બે પ્રકારના છેઃ શારીરિક અને માનસિક. આ બંને પ્રકારના વ્યાધિ એકબીજાની સહાયથીજ થાય છે. ૬

**शारीराज्जायते व्याधिर्मानसो नात्र संशयः ।**
**मानसाज्जायते चापि शारीरं इति निश्चयः ॥७॥**

શરીરના વ્યાધિથી માનસિક વ્યાધિ ઉપજે છે એમાં

---

૪ શાન્તિ૦ ૨૧૫–૭૮૧૬. ૫ ઉદ્યોગ૦ ૩૩–૧૧૦૭.
૬ શાન્તિ૦ ૧૬–૪૮૯. ૭ શાન્તિ૦ ૧૬–૪૮૯,૯૦.

સંશય નથી; તેમજ મનના વ્યાધિથી શરીરના વ્યાધિ ઉપજે છે, એ નિશ્ચય છે. ૭

**शीतोष्णं चैव वायुश्च त्रयः शारीरजा गुणाः ।**
**तेषां गुणानां साम्यं यत्तदाहुः स्वस्थलक्षणम् ॥८॥**

કફ, પિત્ત અને વાયુ, એ ત્રણ શારીરિક ગુણ છે. જેનામાં એ ત્રણે સમભાવે હોય તે નીરોગી કહેવાય છે. ૮

**तेषामन्यतमोद्रेके विधानमुपदिश्यते ।**
**उष्णेन बाध्यते शीतं शीतेनोष्णं प्रबाध्यते ॥९॥**

જ્યારે એ ત્રણમાંથી કોઇ એક ગુણ પ્રબળ થાય ત્યારે તેનો ઉપાય કરવા કહેલું છે કે, ઉષ્ણ ઔષધથી કફનું અને શીતળ ઔષધથી પિત્તનું નિવારણ કરવું. ૯

**सत्वं रजस्तम इति मानसाः स्युस्त्रयो गुणाः ।**
**तेषां गुणानां साम्यं यत् तदाहुः स्वस्थलक्षणम् ॥१०॥**

મનના પણ ત્રણ ગુણ છેઃ સત્ત્વ, રજ અને તમ. જેઓમાં એ ત્રણે ગુણ સમભાવે રહે છે તેઓ નીરોગી કહેવાય છે.૧૦

**तेषामन्यतमोद्रेके विधानमुपदिश्यते ।**
**हर्षेण बाध्यते शोको हर्षः शोकेन बाध्यते ॥११॥**

તે ગુણોમાંથી કોઇએક ગુણ પ્રબળ થાય ત્યારે તેનો ઉપાય કહેલો છે કે, હર્ષથી શોકનું નિવારણ થાય છે અને શોકથી હર્ષનું નિવારણ થાય છે. ૧૧

---

૮ થી ૧૧ શાન્તિ૦ ૧૬-૪૯૨,૯૩, ૯૪,૯૫.

रोगमादौ परीक्षेत ततोऽनन्तरमौषधम् ।
ततः कर्म भिषक् पश्चात् ज्ञानपूर्वं समाचरेत् ॥१२॥

પ્રથમ રોગની પરીક્ષા કરીને તે પછી ઔષધ કરવું. અને તે પછી વૈદ્યે વિચાર કરીને બીજી ક્રિયાઓ કરવી.૧૨

तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥१३॥

તેજ ખરૂં ઔષધ છે, કે જેનાથી આરોગ્ય પ્રાપ્ત થાય, અને તેજ શ્રેષ્ઠ વૈદ્ય છે કે જે રોગથી મુક્ત કરી શકે. ૧૩

---

# अध्याय दशमो

## તેજ અને ક્ષમા

पुरं विषहते यस्मात्तस्मात् पुरुष उच्यते ।
तमाहुर्व्यर्थमात्मानं स्त्रीवद्य इह जीवति ॥१॥

પ્રાણી પુરને (આવેશને) સહન કરે છે તેથી તે 'પુરુષ' કહેવાય છે અને જે પ્રાણી આ જગતમાં સહન ન કરતાં સ્ત્રીની પેઠે જીવન ગાળે છે તેનું 'પુરુષ' એવું નામ વ્યર્થ છે.

उद्यच्छेदेव न नमेदुद्यमो ह्येव पौरुषम् ।
अप्यपर्वणि भज्येत न नमेदिह कर्हिचित् ॥२॥

---

૧૨ ચરકદત્તાદિ ગ્રંથ ધૃતવચન. ૧૩ ચરક ૧ અધ્યાય.
૧ ઉદ્યોગ૦ ૧૩૨-૪૫૨૯. ૨ ઉદ્યોગ૦ ૧૨૬-૪૨૫૧.

જગતમાં નિર્ધનતા સહન કરવી પણ નમવું નહિ, ઉદ્યમ કરવો પણ નમવું નહિ; કેમકે ઉદ્યમ એજ પુરુષનું લક્ષણ છે.

**बलशौर्योद्यभावश्च पुरुषाणां गुणैर्विना ।**
**लंघनीयः समस्तस्य बलशौर्यविवर्जितः ॥३॥**

પુરુષોમાં ગુણો વિના બળ અને પરાક્રમાદિનો અભાવજ છે. બળ—પરાક્રમ વિનાના પુરુષને સર્વ કોઈ દબાવે છે. ૩

**परवीर्यं समाश्रित्य यः समाह्वयते परान् ।**
**अशक्तः स्वयमादा ।मेतदेव नपुंसकम् ॥४॥**

પોતે અશક્ત હોવાથી પારકાના બળ પર આધાર રાખીને શત્રુ સાથે લડવું, એ પણ નપુંસકપણું છે. ૪

**स्ववीर्यं समाश्रित्य यः समाह्वयति वै परान् ।**
**अभीतो युध्यते शत्रून् स वै पुरुष उच्यते ॥५॥**

જે પોતાના બળ પર આધાર રાખીને શત્રુને બોલાવે છે અને નિર્ભયપણે શત્રુ સાથે લડે છે તેજ પુરુષ કહેવાય છે.

**न श्रेयः सततं तेजो न नित्यं श्रेयसी क्षमा ।**
**इति तात विजानीहि द्वयमेतदसंशयम् ॥६॥**

સર્વ સમયે તેજસ્વીપણું રાખવાથી લાભ નથી; તેમ સર્વ સમયે ક્ષમા કરવાથી પણ લાભ નથી. માટે એ બંને ગુણોનું યોગ્ય સેવન લાભદાયક છે; એમ નક્કી સમજવું. ૬

---

૩ વિષ્ણુપુરાણ ૧—૯—૩૦. ૪,૫ ઉદ્યોગપર્વ. ૬ વન૦ ૨૮—૬.

तथैव यः क्षमाकाले क्षत्रियो नोपशाम्यति ।
अप्रियः सर्वभूतानां सोऽमुत्रेह च नश्यति ॥७॥

એજ પ્રમાણે ક્ષત્રિય ક્ષમાને સમયે ક્ષમા કરતો નથી તે સર્વ પ્રાણીઓને અપ્રિય થાય છે અને આ લોકમાં તથા પરલોકમાં તેનો નાશ થાય છે. ૭

क्रोधो हन्ता मनुष्याणां क्रोधो भावयिता पुनः ।
इति विद्धि महाप्राज्ञे क्रोधमूलौ भवाभवौ ॥८॥

ક્રોધ મનુષ્યનો સંહાર પણ કરે છે, અને ક્રોધ મંગળનું કારણ પણ થાય છે. માટે શુભ અને અશુભનું કારણ ક્રોધ છે, એમ જાણવું. ૮

तेजस्वीति यमाहुर्वै पंडिता दीर्घदर्शिनः ।
न क्रोधोऽभ्यन्तरस्तस्य भवतीति विनिश्चितः ॥९॥

દીર્ઘદર્શી પંડિતો જેને તેજસ્વી કહે છે તેવા પુરુષના અંતરમાં ક્રોધ રહેતો નથી; એમ નક્કી થયેલું છે. ૯

यस्तु क्रोधं समुत्पन्नं प्रज्ञया प्रतिबाधते ।
तेजस्विनं तं विद्वांसो मन्यन्ते तत्त्वदर्शिनः ॥१०॥

જે પુરુષ ઉત્પન્ન થયેલા ક્રોધને બુદ્ધિવડે શમાવી દે છે તેનેજ તત્ત્વદર્શી વિદ્વાન પુરુષો ખરો તેજસ્વી માને છે. ૧૦

यदि न स्युर्मानुषेषु क्षमिणः पृथिवीसमाः ।
न स्यात्सन्धिर्मनुष्याणां क्रोधमूलो हि विग्रहः ॥११॥

---

૭ વન ૨૭–૩૯. ૮ થી ૧૧ વનપર્વ ૨૯–૧. ૨૯–૧૬, ૧૭, ૨૫.

ક્રોધજ લડાઇનું મૂળ છે; માટે જે મનુષ્યોમાં પૃથ્વીના જેવી ક્ષમાવાળા પુરુષો નથી તે મનુષ્યોમાં સંપ થતો નથી.

**अभिशप्ता ह्यभिशपेदाहन्याद् गुरुणा हतः ।**
**एवं विनाशो भूतानामधर्मः प्रथितो भवेत् ॥१२॥**

શાપ આપનારને સામો શાપ આપવો અને ગુરુ શિક્ષા કરે તેમને સામી શિક્ષા કરવી; એવું થાય તો પ્રાણીઓનો વિનાશજ થાય અને અધર્મ પણ વધી જાય. ૧૨

**काले मृदुर्यो भवति काले भवति दारुणः ।**
**स वै सुखमवाप्नोति लोकेऽमुष्मिन्परत्र च ॥१३॥**

જે પુરુષ કોમળતાને સમયે કોમળ થાય છે, અને તીક્ષ્ણતાને સમયે તીક્ષ્ણ થાય છે; તે આ લોકમાં અને પરલોકમાં સુખને પામે છે. ૧૩

**मृदुना दारुणं हन्ति मृदुना हन्त्यदारुणम् ।**
**नासाध्यं मृदुना किंचित्तस्मात्तीव्रतरं मृदु ॥१४॥**

"કોમળતા" એ તીક્ષ્ણતાને હણે છે; તેમજ તે કોમળતાને પણ હણે છે. કોમળતા વડે ન બને એવું કશુંજ નથી; માટે કોમળતા એજ ઘણો બળવાન ઉપાય છે. ૧૪

**अबुद्धिमाश्रितानान्तु क्षन्तव्यमपराधिनाम् ।**
**न हि सर्वत्र पांडित्यं सुलभं पुरुषेण वै ॥१५॥**

અજ્ઞાનને લીધે જે અપરાધી થાય તે ક્ષમા કરવા

---

૧૨ થી ૧૫ વનપર્વ ૨૯-૨૬, ૨૮-૨૫, ૨૮-૩૨, ૨૮-૨૮.

યોગ્ય છે. કેમકે બધા પુરુષોને પંડિતાઇ સુલભ નથી. ૧૫

पूर्वोपकारी यस्ते स्यादपराधे गरीयसि ।
उपकारेण तत्तस्य क्षन्तव्यमपराधिनः ॥१६॥

જેણે પૂર્વે ઉપકાર કર્યો હોય તે મોટો અપરાધ કરે તોપણ તે ઉપકારને બદલે તેનો અપરાધ ક્ષમા કરવો. ૧૬

क्षमा वशीकृतिर्लोके क्षमया किं न साध्यते ।
क्षमा गुणो ह्यशक्तानां शक्तानां भूषणं क्षमा ॥१७॥

ક્ષમાથી કયું કાર્ય થતું નથી? ક્ષમા વડે લોક વશ થાય છે; ક્ષમા એ અશક્ત મનુષ્યોનો ગુણ છે અને શક્તિવાન પુરુષોનું ભૂષણ છે. ૧૭

क्षमावतामयं लोकः परश्चैव क्षमावताम् ।
इह संमानमर्हन्ति परत्र च शुभां गतिम् ॥१८॥

ક્ષમાવાન પુરુષને આ લોક અને પરલોક બેઉ સુખદાયક છે. તેઓ આ લોકમાં સન્માન અને પરલોકમાં શુભ ગતિ પામે છે. ૧૮

---

૧૬, ૧૭, ૧૮ વન૦ ૨૮–૨૯, ૨૯–૪૨, ૨૯–૪૩.

# अध्याय अगीआरमो

## ઉદ્યમ અને ખંત

**आरंभेतैव कर्माणि श्रान्तः श्रान्तः पुनः पुनः ।**
**कर्माण्यारभमाणं हि पुरुषं श्रीर्निषेवते ॥१॥**

મનુષ્ય કર્મો કરી કરીને વારંવાર થાકી જાય તોપણ તેણે ફરી ફરીથી તે કાર્ય આરંભવું. એવી રીતે કર્મનો આરંભ કરનારા પુરુષનેજ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. ૧

**नात्मानमवमन्येत पूर्वाभिरसमृद्धिभिः ।**
**अमृत्योः श्रियमन्विच्छेन्नैनां मन्येत दुर्लभाम् ॥२॥**

પોતાની પાસે સમૃદ્ધિ ન હોય તો તે માટે પ્રયત્ન કર્યા વિના પ્રથમથીજ પોતાની અયોગ્યતા માની લેવી નહિ; પરંતુ મૃત્યુપર્યંત સંપત્તિ મેળવવા ઈચ્છા રાખવી અને તે દુર્લભ છે, એમ માનવું નહિ. ૨

**तच्चेदफलमस्माकमपराधो न मे क्वचित् ।**
**इति धीरोऽन्ववेक्ष्यैव नात्मानं तत्र गर्हयेत् ॥३॥**

પોતાનું ધારેલું કાર્ય નિષ્ફળ થાય તો તેમાં “ મારો કાંઇ અપરાધ નથી ” એ પ્રકારે ધીર પુરુષે મનમાં વિચાર કરીને પોતાની નિંદા કરવી નહિ. ૩

---

૧ મનુ૦ ૯-૩૦૦. ૨ મનુ૦ ૪-૧૩૭. ૩ વન૦ ૩૨-૪૯.

**यं विषादोऽभिभवति विक्रमे समुपस्थिते ।**
**तेजसा तस्य हीनस्य पुरुषार्थो न विद्यते ॥४॥**

પરાક્રમ કરવાને સમયે જે પુરુષ ખેદથી હારી જાય છે, તે તેજરહિત પુરુષમાં પુરુષાર્થ રહેતું નથી. ૪

**नत्वेवात्माऽवमन्तव्यः पुरुषेण कदाचन ।**
**न ह्यात्मपरिभूतस्य भूतिर्भवति शोभना ॥५॥**

પોતાને ધિક્કારનારા પુરુષને સારી સંપત્તિ પ્રાપ્ત થતી નથી. માટે પુરુષે કદી પણ પોતાનો ધિક્કાર કરવો નહિ. ૫

**अवश्यं क्रियमाणस्य कर्मणो दृश्यते फलम् ।**
**न हि निर्वेदमागम्य किंचित् प्राप्नोति शोभनम् ॥ ६ ॥**

કર્મ કરનાર પુરુષને અવશ્ય તેનું ફળ જણાય છે; પરંતુ કાયર થઈને મૂકી દેવાથી કાંઇ પણ સારૂં ફળ થતું નથી. ૬

**यथाशक्ति चिकीर्षन्ति यथाशक्ति च कुर्वते ।**
**न किंचिदवमन्यन्ते नराः पंडितबुद्धयः ॥७॥**

જેઓ યથાશક્તિ ઈચ્છા કરે છે અને યથાશક્તિ પુરુષાર્થ કરે છે તથા કોઇનું પણ અપમાન કરતા નથી તેઓ પંડિત અને બુદ્ધિવાન છે. ૭

**आवृद्धा मानुषाः सर्वे निबद्धाः कर्मणोर्द्वयोः ।**
**दैवे पुरुषकारे च परे ताभ्यां न विद्यते ॥ ८ ॥**

---

૪, ૫ વન૦ ૨૧૫–૨૭, ૩૨–૫૮. ૬ વન૦ ૨૧૫–૨૪.
૭ ઉદ્યોગ૦ ૩૨–૯૯૧. ૮ સૌપ્તિક ૨–૭૧.

આબાલવૃદ્ધ સર્વ મનુષ્યો દૈવ અને પુરુષાર્થ એવાં બે પ્રકારનાં કર્મોમાં બંધાયલા છે. તે વિના બીજું જણાતું નથી.

**न हि दैवेन सिध्यन्ति कार्याण्येकेन सत्तम ।**
**न चापि कर्मणैकेन द्वाभ्यां सिद्धिस्तु योगतः ॥ ९ ॥**

એકલા દૈવથી તેમ એકલા પુરુષાર્થથી પણ મનુષ્યનું એક કાર્ય સિદ્ધ થતું નથી; પણ એ બંનેના યોગથીજ સિદ્ધ થાય છે.

**सुखं दुःखान्तमालस्यं दुःखं दाक्ष्यं सुखोदयम् ।**
**भूतिस्त्वेवं श्रिया सार्द्धं दक्षे वसति नालसे ॥१०॥**

દુઃખને અંતે સુખ, આળસને અંતે દુઃખ અને ડહાપણને અંતે સુખનો ઉદય થાય છે; તેમજ વૈભવ તથા સંપત્તિ પણ ડાહ્યા પુરુષોને આવી મળે છે; આળસુઓને નહિ. ૧૦

**अलक्ष्मीराविशत्येनं शयानमलसं नरम् ।**
**निःसंशयं फलं लब्ध्वा दक्षो भूतिमवाप्नुते ॥११॥**

આળસમાં પડેલા પુરુષને નિર્ધનતાજ પ્રાપ્ત થાય છે અને ડાહ્યો પુરુષ પોતાના પુરુષાર્થનું ફળ મેળવીને વૈભવને પામે છે, એમાં સંશય નથી. ૧૧

**श्वकार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ।**
**न हि प्रतीक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ॥ १२ ॥**

મનુષ્યે પોતાને કાલે કરવાનું કાર્ય આજ કરવું અને

---

૯ સૌપ્તિક૦ ૨-૩. ૧૦ શાંતિ૦ ૧૭૪-૬૪૯૬.

૧૧ વન૦ ૩૨-૪૨. ૧૨ શાંતિ૦ ૧૭૫-૬૫૩૬.

બપોરે કરવાનું હોય તે સવારે કરવું; કારણ કે આ પુરુષનું કામ સિદ્ધ થયું કે નથી થયું તેની મૃત્યુ વાટ જોતું નથી. ૧૨

**सिद्धिर्वाप्यथवाऽसिद्धिरप्रवृत्तिरतोऽन्यथा ।**
**बहूनां समवाये हि भावानां कर्मसिद्धयः ॥ १३ ॥**

કાર્યની સિદ્ધિ થાય વા ન થાય તોપણ આળસ-પરાયણ થવું નહિ. કારણ કે ઘણાં કારણો ભેગાં થવાથીજ કાર્યની સિદ્ધિ થાય છે. ૧૩

**गुणाभावे फलं न्यूनं भवत्यफलमेव च ।**
**अनारंभे तु न फलं न गुणो दृश्यते क्वचित् ॥ १४ ॥**

મનુષ્યમાં યોગ્ય ગુણ ન હોય તો ફળ ઓછું મળે છે અથવા નિષ્ફળતા મળે છે; પરંતુ આરંભજ ન કર્યો હોય તો તો નથી કાંઇ ફળ મળતું કે નથી કોઈ ગુણો જણાતા.

**निश्चित्य यः प्रक्रमते नान्तर्वसति कर्मणः ।**
**अवन्ध्यकालो वश्यात्मा स वै पंडित उच्यते ॥१५॥**

જે પુરુષ નિશ્ચયપૂર્વક કાર્યમાં પ્રવૃત્ત થાય છે અને કાર્ય પૂર્ણ થયા વિના શાન્ત થતો નથી; તથા જેનો સમય નિષ્ફળ જતો નથી અને જેણે મનને વશ કરેલું છે તેજ પંડિત કહેવાય છે. ૧૫

**आलस्यं मदमोहौ च चापल्यं गोष्ठिरेव च ।**
**स्तब्धता चाभिमानित्वं तथाऽत्यागित्वमेव च ।**

---

૧૩ વન૦ ૩૨–૫૧. ૧૪ વન૦ ૩૨–૫૨. ૧૫ ઉદ્યોગ૦ ૩૨–૯૯૪.

**एते वै सप्त दोषाः स्युः सदा विद्यार्थिनां मताः ॥१६**

આલસ્ય, મદ–મોહ, ચપળતા, વૃથા વાર્તા, જડતા, અભિમાનીપણું તથા લોભ, એ પ્રમાણે વિદ્યાર્થીઓમાં સાત દોષો સદા રહેલા છે. ૧૬

**यत्र धीमानवेक्षेत श्रेयांसं बहुभिर्गुणैः ।**
**साम्नैवार्थं ततो लिप्सेत् कर्म चास्मै प्रयोजयेत् ॥१७॥**

બુદ્ધિમાન પુરુષે જેનામાં ઘણા ગુણો હોય તેવા પુરુષને જોવો, પછી શાન્તિથી તેને મળવું અને પછી તેને પોતાના કાર્યમાં જોડવો. ૧૭

**अथाप्युपायं पश्येत दुःखस्य परिमोक्षणे ।**
**अशोचन्नारभेतैव मुक्तश्चाव्यसनी भवेत् ॥ १८ ॥**

દુઃખમાંથી મુક્ત થવાનો ઉપાય શોધી કાઢવો અને શોક ન કરતાં તે ઉપાયનો આરંભ કરવો, જેથી તે મુક્ત થયેલો પુરુષ દુઃખ રહિત થાય છે. ૧૮

**स्वभावाद्यत्नमातिष्ठेद्यत्नवान्नावसीदति ।**
**जरामरणरोगेभ्यः प्रियमात्मानमुद्धरेत् ॥१९॥**

સ્વભાવથી યત્ન કરવો. યત્નવાન પુરુષ દુઃખી થતો નથી. પુરુષે જરા, મરણ અને રોગોથી પોતાના પ્રિય આત્માનો ઉદ્ધાર કરવો. ૧૯

---

૧૬ ઉદ્યોગ૦ ૩૯–૧૫૩૬. ૧૭,૧૮ વન૦ ૩૨–૫૫, ૨૧૫–૨૫.
૧૯ શાંતિ૦ ૩૩૩–૧૨૫૧૩.

**भीतवत्संविधातव्यं यावद्भयमनागतम् ।**
**आगतन्तु भयं दृष्ट्वा प्रहर्त्तव्यमभीतवत् ॥ २० ॥**

જ્યાં સુધી ભય ન આવી પડયો હોય ત્યાં સુધી મનુષ્યે ભયભીતની પેઠે તેનો ઉપાય વિચારવો જોઇએ; પરંતુ ભય આવી પડેલો જણાયેથી નિર્ભયની પેઠે તેનો નાશ કરવો. ૨૦

**व्यसनं चास्य कांक्षेत विवासं वा युधिष्ठिर ।**
**अपि सिन्धोर्गिरेर्वापि किं पुनर्मर्त्यधर्मिणः ॥ २१ ॥**

હે યુધિષ્ઠિર ! મનુષ્યની તો શું વાત, પરંતુ સમુદ્ર અથવા પહાડ પણ વિરોધી થાય તો તે દુઃખ સહન કરવું અથવા બીજે સ્થળે જઇ રહેવું. ૨૧

**यस्य कृत्यं न विघ्नन्ति शीतमुष्णं भयं रतिः ।**
**समृद्धिरसमृद्धिर्वा स वै पण्डित उच्यते ॥२२॥**

શીત, તાપ, ભય, પ્રેમ, સમૃદ્ધિ અથવા અસમૃદ્ધિના કારણથી જે પોતાનું કાર્ય છોડી દેતો નથી તેજ પંડિત કહેવાય છે. ૨૨

---

૨૦ આદિ૦ ૧૪૧-૭૭. ૨૧ વન૦ ૩૨-૫૬. ૨૨ ઉદ્યોગ૦ ૩૨-૯૯૪.

# अध्याय १२ मो–विज्ञता

न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः ।
यो वै युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥१॥

માથાના વાળ ધોળા થવાથીજ વૃદ્ધ થવાતું નથી; પરંતુ યુવાન હોવા છતાં પણ જે વિદ્વાન હોય તે મનુષ્યને દેવતાઓ વૃદ્ધ કહે છે. ૧

धर्ममर्थं च कामं च त्रीनेतान् योऽनुपश्यति ।
अर्थमर्थानुबन्धं च धर्मन्धर्मानुबंधनः ॥२॥
कामं कामानुबन्धं च विपरीतान् पृथक् पृथक् ।
यो विचिन्त्य धिया धीरो व्यवस्यति स बुद्धिमान् ॥३

ધર્મ, અર્થ તથા કામ, એ ત્રણેને જે પુરુષ જાણે છે અને તેનાં સ્વરૂપોને તથા તેને સિદ્ધ કરવામાં સહાયક તેમજ વિપરીત એટલે બાધક થનારાં સાધનોનો જુદો જુદો વિચાર કરીને જે ધીર પુરુષ તેની વ્યવસ્થા કરે છે તે બુદ્ધિમાન છે. ૨,૩

अनुबन्धानपेक्षेत सानुबन्धेषु कर्मसु ।
सम्प्रधार्य्य च कुर्वीत न वेगेन समाचरेत् ॥४॥

સર્વ કર્મો સાધનો સાથે સંબંધવાળાં હોવાથી પ્રથમ સાધનોનો વિચાર કરવો અને તે પછીજ યોગ્ય નિશ્ચય કરીને

---

૧ મનુ૦ ૨–૧૫૬. ૨,૩ આદિ૦ ૧૦૫–૨૧. ૪ ઉદ્યોગ ૩૩–૧૧૦૧.

કાર્ય આરંભવું જોઇએ; અને ઉતાવળથી કંઈ કરવું નહિ.

**अनुबन्धं च संप्रेक्ष्य विपाकश्चैव कर्मणाम् ।**
**उत्थानमात्मनश्चैव धीरः कुर्वीत वा न वा ॥५॥**

કર્મનાં સાધનો, પરિણામ તથા પોતાનો પુરુષાર્થ, એ સર્વનો વિચાર કરીને ધીર પુરુષે યોગ્ય લાગે તો તે કર્મ કરવું અથવા ન કરવું. ૫

**किं नु मे स्यादिदं कृत्वा किं नु मे स्यादकुर्वतः ।**
**इति कर्माणि संचित्य कुर्याद्वा पुरुषो न वा ॥६॥**

આ કાર્ય કરવાથી અને નહિ કરવાથી શું ફળ થશે ? કિંવા શું નુકસાન થશે ? એનો વિચાર કરીને પછીજ પુરુષે યોગ્ય લાગે તો કાર્ય કરવું અથવા ન કરવું. ૬

**तत्त्वज्ञः सर्वभूतानां योगज्ञः सर्वकर्मणाम् ।**
**उपायज्ञो मनुष्याणां नरः पण्डित उच्यते ॥७॥**

જે પુરુષ સર્વ પ્રાણીઓના તત્ત્વને જાણનારો છે તથા સર્વ કર્મોના યોગને જાણનારો છે અને મનુષ્યોનાં દુઃખોના ઉપાયોને જાણે છે તે પુરુષ પંડિત કહેવાય છે. ૭

**अवस्थानुगताश्चेष्टाः समयानुगताः क्रियाः ।**
**तस्मादवस्थां समयं वीक्ष्य कर्म समाचरेत् ॥८॥**

અવસ્થાને અનુસરીને કરેલો પરિશ્રમ અને સમયને

---

૫, ૬ ઉદ્યોગ૦ ૩૩–૧૧૦૨, ૧૧૧૨. ૭ ઉદ્યોગ પર્વ.
૮ મહાનિર્વાણ૦ ૮–૫૯.

અનુસરીને કરેલી ક્રિયા સફળ થાય છે; તેથી અવસ્થા અને સમય જોઈનેજ કાર્ય કરવું. ૮

**प्रस्तावसदृशं वाक्यं सद्भावसदृशं प्रियम् ।**
**आत्मशक्तिसमं कोपं यो जानाति स पण्डितः ॥९॥**

પ્રસંગ પ્રમાણેજ વચન કહેવું; સદ્ભાવ પ્રમાણેજ પ્રિય કાર્ય કરવું અને પોતાની શક્તિ પ્રમાણેજ ક્રોધ કરવો; એટલાં વાનાં જે પુરુષ જાણે છે તે પંડિત છે. ૯

**अकालज्ञः सुदुर्मेधाः कार्याणामविशेषवित् ।**
**वृथाचारसमारंभी प्रेत्य चेह विनश्यति ॥१०॥**

સમયને ન જાણનારો, મંદ બુદ્ધિવાળો, કાર્યનાં સાધન તથા પરિણામ ઈત્યાદિથી અજાણ્યો અને કાર્યનો વૃથા સમારંભ કરનારો મનુષ્ય આ લોક તથા પરલોકમાં વિનાશ પામે છે.

**देशकालौ तु संप्रेक्ष्यौ बलाबलमथात्मनः ।**
**नादेशकाले किंचित्स्यात् देशकालौ प्रतीक्षताम् ॥११॥**

દેશ, કાળ તથા પોતાનું બળ અને નિર્બળતા જોવાં જોઈએ. યોગ્ય દેશકાળ વિના કોઈ કાર્ય થતું નથી; માટે દેશકાળ જોઇને તે પ્રમાણેજ વર્તવું. ૧૧

**अर्थं महान्तमासाद्य विद्यामैश्वर्यमेव वा ।**
**विचरत्यसमुन्नद्धो यः स पण्डित उच्यते ॥१२॥**

---

૯ હિત૦ ૩૦૮. ૧૦ વન૦ ૧૬૨-૭. ૧૧ વન૦ ૨૮-૩૩૦
૧૨ ઉદ્યોગ૦ ૩૨-૧૦૧.

અતિશય ધન, વિદ્યા તેમજ ઐશ્વર્યને પ્રાપ્ત કરીને જે પુરુષ નમ્રતાથી વર્તે છે તેને પંડિત કહે છે. ૧૨

**अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशली नरः ।**
**सर्वत्र सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदाः ॥ १३ ॥**

ભ્રમર જેમ પુષ્પોમાંથી સુગંધ ગ્રહણ કરે છે, તેમ કુશળ પુરુષે નાનાં અને મોટાં સર્વ શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો.

**युक्तिशास्त्रं च ते ज्ञेयं शब्दशास्त्रं च भारत ।**
**गान्धर्वशास्त्रं च कला परिज्ञेया नराधिप ॥१४॥**

હે રાજન્ ! મનુષ્યે ન્યાયશાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર, ગાંધર્વ-શાસ્ત્ર તથા કળા, એટલાં અવશ્ય જાણવાં જોઇએ.૧૪

**पुराणामितिहासाश्च तथाख्यानानि यानि च ।**
**महात्मनां च चरितं श्रोतव्यं नित्यमेव च ॥१५॥**

પુરાણ, ઈતિહાસ, વિવિધ આખ્યાનો તથા મહાત્મા-ઓનાં જીવનચરિત્રો એ સર્વ નિત્ય શ્રવણ કરવાં જોઇએ.

**भारं स वहते तस्य ग्रंथस्यार्थं न वेत्ति यः ।**
**यस्तु ग्रंथार्थतत्त्वज्ञो नास्य ग्रंथागमो वृथा ॥ १६ ॥**

વાંચવા કે સાંભળવા છતાં જે પુરુષ ગ્રંથના અર્થને જાણતો નથી તે વૃથાજ ગ્રંથનો ભાર વહે છે. જે પુરુષ ગ્રંથમાં કહેલા અર્થના તત્ત્વને જાણનારો છે તેનોજ ગ્રંથનો

---

૧૩ શ્રીમદ્ભાગવત ૧૧-૮-૧૦. ૧૪,૧૫ અનુશાસન૦ ૧૦૪-૫૧૦૩, ૫૧૦૪. ૧૬ શાંતિ૦ ૩-૭-૧૧૩૪૨.

અભ્યાસ સફળ છે. ૧૬

यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम् ।
लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति ॥१७॥

જેને પોતાની બુદ્ધિ નથી તેને શાસ્ત્ર શું કરશે? ચક્ષુ-હીન મનુષ્યને દર્પણ શું લાભ કરશે? ૧૭

उदीरितोऽर्थः पशुनापि गृह्यते हयाश्च नागाश्च वहन्ति देशिताः । अनुक्तमप्यूहति पण्डितो जनः परेङ्गितज्ञानफला हि बुद्धयः ॥१८॥

કહેલો અર્થ તો પશુઓ પણ ગ્રહણ કરે છે અને આજ્ઞા કરવાથી ઘોડા તથા હાથીઓ પણ તે પ્રમાણે વર્તે છે; પરંતુ પંડિત પુરુષો તો વગર કહ્યેજ સામાના મનનો ભાવાર્થ સમજી જાય છે. કારણ કે બીજાના મનનો ભાવ સમજવો એ બુદ્ધિનું ફળ છે. ૧૮

प्रवृत्तवाक् चित्रकथ ऊहवान् प्रतिभानवान् ।
आशुग्रंथार्थवक्ता च यः स पण्डित उच्यते ॥ १९ ॥

બોલવામાં ચતુર, વિવિધ કથાઓને જાણનારો, તર્કશક્તિ-વાળો, કહેલા મર્મને જાણનારો અને ઝડપથી ગ્રંથના અર્થને કહેનારો, એવો જે પુરુષ હોય તે પંડિત કહેવાય છે.

अप्युन्मत्तात् प्रलपतो बालाच्च परिजल्पतः ।
सर्वतः सारमादद्यादश्मभ्य इव कांचनम् ॥२०॥

---

૧૭,૧૮ હિત૦ ૨૦૯,૩૦૬. ૧૯ ઉદ્યોગ૦ ૩૨–૯૯૮.

જેમ પથ્થરમાંથી કાંચન કાઢી લેવામાં આવે છે; તેમ ગાંડા માણસનો બકવાદ તેમજ બાળકોનાં કાલાં કાલાં વચનો, એ સર્વમાંથી સાર ગ્રહણ કરવો. ૨૦

**विषादप्यमृतं ग्राह्यं बालादपि सुभाषितम् ।**
**अमित्रादपि सद्वृत्तममेध्यादपि कांचनम् ॥ २१ ॥**

અમૃત વિષયુક્ત હોય તો વિષને દૂર કરીને અમૃત ગ્રહણ કરવું. બાળક પણ હિતનું વચન કહે તો તે ગ્રહણ કરવું. શત્રુમાં પણ સારો ગુણ હોય તો ગ્રહણ કરવો અને અપવિત્ર સ્થાનમાંથી પણ સુવર્ણ મળી આવે તો ગ્રહણ કરવું. ૨૧

**प्रभवन् पृच्छते यो हि संमानयाति वा पुनः ।**
**नूनं मन्ये स धर्मात्मा पंडिताख्यां स गच्छति ॥२२**

જે મનુષ્ય પોતે જાણતો હોવા છતાં પણ બીજાને પૂછે છે અથવા તેનું સન્માન કરે છે તે નિશ્ચય પંડિત અને ધર્માત્મા કહેવાય છે. ૨૨

**ज्ञानविज्ञानसंपन्नानूहापोहविशारदान् ।**
**प्रवक्तृन् पृच्छते योऽन्यान् स वै नापदमृच्छति ॥२३॥**

તર્કવિતર્કમાં પારદર્શી અને જ્ઞાનવિજ્ઞાનસંપન્ન વક્તાઓની સલાહ જે મનુષ્ય પૂછે છે તે આપત્તિ પામતો નથી.

**अन्यथा बहुबुद्ध्याढ्यो वाक्यं वदांति संसदि ।**

---

૨૦ ઉદ્યોગ૦ ૩૩-૧૧૨૫. ૨૧ મનુ૦ ૨-૨૩૯. ૨૨,૨૩ અનુશાસન ૧૪૬-૬૭૭૪, ૬૭૭૫.

**अन्यथैव ह्यहंवादी दुर्बलं वदते वचः ॥२४॥**

જે અહંકારી પુરુષ સભામાં બીજાને હલકાં વચન કહે છે તે ઘણો બુદ્ધિશાળી હોય તોપણ દુર્બળ કહેવાય છે. ૨૪

**अनागतं हि बुध्येत यच्च कार्यं पुरःस्थितम् ।**
**न तु बुद्धिक्षयात् किंचिदतिक्रामेत् प्रयोजनम् ॥२५॥**

હાલ કરવાનાં તેમજ ભવિષ્યમાં કરવાનાં કામો ધ્યાનમાં રાખવાં. તેમ ન કરવાથી ધારેલા હેતુનું કોઇ સમયે ઉલ્લંધન થઇ જાય છે. ૨૫

**नाप्राप्यमभिवांछन्ति नष्टं नेच्छन्ति शोचितुम् ।**
**आपत्सु न च मुह्यन्ति नराः पंडितबुद्धयः ॥२६॥**

જે અપ્રાપ્ત વસ્તુને મેળવવા ઇચ્છતા નથી અને નાશ પામેલાને શોચતા નથી તથા આપત્કાળમાં પણ જે મોહ પામતા નથી તેવા પુરુષો પંડિત કહેવાય છે. ૨૬

**रागे दर्पे च माने च द्रोहे पापे च कर्मणि ।**
**अप्रिये चैव कर्त्तव्ये चिरकारी प्रशस्यते ॥२७॥**

રાગ, અહંકાર, માન, દ્રોહ, પાપકર્મ તથા બીજાનું અહિત, એવાં કામો ધીમેથી વિચાર કરીને કરનારો વખણાય છે.

**बंधूनां सुहृदां चैव भृत्यानां स्त्रीजनस्य च ।**

---

૨૪ અનુશાસન૦ ૧૪૬–૬૭૭૬. ૨૫ આદિ૦ ૧૪૧–૭૯.
૨૬ ઉદ્યોગ૦ ૩૨–૯૯૩. ૨૭ શાન્તિ૦ ૨૬૭–૯૫૫૦.

**अव्यक्तेष्वपराधेषु चिरकारी प्रशस्यते ॥२८॥**

બંધુઓ, મિત્રો, નોકરો તથા સ્ત્રીજનોના ગુપ્ત અપરાધો વિષે ધીમેથી વિચાર કરીને નિશ્ચય કરનારો વખણાય છે.

**सुखे वा यदि वा दुःखे वर्त्तमानो विचक्षणः ।**
**यश्चिनोति शुभान्येव स तंत्राणीह पश्यति ॥२९॥**

જે સુખમાં તેમ દુઃખમાં ડહાપણથી વર્તે છે અને જે શુભ તથા અશુભ પરિણામને જાણે છે તેજ શાસ્ત્રને જાણે છે.

**निरर्थकलहं प्राज्ञो वर्जयेन्मूढसेवितम् ।**
**कीर्तिं च लभते लोके न चानर्थेन युज्यते ॥३०॥**

બુદ્ધિમાન મનુષ્ય મૂઢ લોકોની પેઠે નિરર્થક કલહ ન કરવાથી જગતમાં કીર્તિ મેળવે છે અને અનર્થ થતો નથી.

**अप्रियस्यापि पथ्यस्य परिणामः सुखावहः ।**
**वक्ता श्रोता च यत्रास्ति रमन्ते तत्र संपदः ॥३१॥**

જે અપ્રિય છતાં પણ હિતકારી તથા પરિણામે સુખ આપનારૂં હોય; એવું વચન સાંભળનારા અને કહેનારા જ્યાં હોય છે ત્યાં સંપત્તિઓ રમણ કરે છે.૩૧

**श्रोतव्यं हितकामानां सुहृदां हितमिच्छता ।**
**अकर्तव्यो हि निर्बन्धो निर्बन्धो हि क्षयोदयः ॥३२॥**

શુભની ઈચ્છાવાળા પુરુષે પોતાના હિતેચ્છુ મિત્રોનાં

---

૨૮,૨૯ શાંતિ૦ ૨૬૭-૯૫૫૧, ૨૯૫-૧૦૭૭૬. ૩૦ ઉદ્યોગ૦ ૩૭-૧૪૨૯. ૩૧ હિત૦ ૩૮૭. ૩૨ ઉદ્યોગ૦ ૧૨૨-૪૧૨૭.

વાક્ય સાંભળવાં જોઈએ અને હઠ કરવી જોઇએ નહિ. કારણકે હઠ કરવાથી કલ્યાણનો નાશ થાય છે. ૩૨

सुहृदां हितकामानां यः शृणोति न भाषितम् ।
विपत् [illegible]हिता तस्य स नरः शत्रुनंदनः ॥३३॥

શુભેચ્છક મિત્રોની વાતને જે પુરુષ સાંભળતો નથી તેને વિપત્તિ વહેલી આવે છે અને તે પુરુષ શત્રુઓને આનંદ આપનારો થાય છે. ૩૩

योऽसत्सेवी वृथाचारो न श्रोता सुहृदां सताम् ।
परान्वृणीते स्वान् द्वेष्टि तं गौस्त्यजति भारत ॥३४॥

અસાધુઓને સેવનારો, વૃથા કામો કરનારો, મિત્રોનું કહેવું ન સાંભળનારો, પારકાઓનો આદર કરનારો, પોતાના જનોનો દ્વેષ કરનારો, એવા પુરુષને પૃથ્વી ત્યજે છે.૩૪

दुर्जनः परिहर्तव्यो विद्ययालंकृतोऽपि सन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥३५॥

દુષ્ટ માણસ વિદ્યા ભણ્યો હોય તોપણ તેનો ત્યાગ કરવો. મણિને ધારણ કરેલો સર્પ શું ભયંકર નથી? ૩૫

मंत्रयेत् सह विद्वद्भिः शक्तैः कर्माणि कारयेत् ।
स्निग्धैश्च नीतिविन्यसान् मूर्खान् सर्वत्र वर्जयेत् ॥३६॥

વિદ્વાન સાથે ગુપ્ત વાત કરવી, શક્તિવાન પાસે કાર્ય

---

૩૩ હિત૦ ૧૧૭. ૩૪ ઉદ્યોગ૦ ૧૨૩–૪૧૪૯.

૩૫ હિત૦ ૧૩૧. ૩૬ વન૦ ૧૫૦–૪૫.

કરાવવું, સ્નેહી સાથે નીતિ—અનીતિનો વિચાર કરવો અને મૂર્ખ મનુષ્યનો સર્વદા ત્યાગ કરવો. ૩૬

**प्रज्ञावृद्धं धर्म्मवृद्धं स्वबंधुम्**
**विद्यावृद्धं वयसा चापि वृद्धम् ।**
**कार्याकार्ये पूजयित्वा प्रसाद्य**
**यः संपृच्छेन्नो स मुह्येत् कदाचित् ॥३७॥**

કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કામો વિષે જ્ઞાનવૃદ્ધ, ધર્મવૃદ્ધ, વયોવૃદ્ધ અને વિદ્યાવૃદ્ધ એવા પોતાના સર્વ બંધુઓને માન આપીને તથા તેમને પ્રસન્ન કરીને તેમની જે સલાહ પૂછે છે તે પુરુષ કદી પણ મુંઝાતો નથી. ૩૭

**परिच्छेदो हि पांडित्यं यदापन्ना विपत्तयः ।**
**अपरिच्छेदकर्तृणां विपदः स्युः पदे पदे ॥३८॥**

વિપત્તિઓ આવી પડી હોય ત્યારે પણ સમય પ્રમાણે વર્તવામાં પંડિતાઇ છે. જેઓ તેમ ન વર્તે તેમને પગલે પગલે વિપત્તિઓ આવી પડે છે. ૩૮

**सह सर्वाः समुत्पन्नाः प्रसमीक्ष्यापदो भृशम् ।**
**संयुक्तांश्च वियुक्तांश्च सर्वोपायान् सृजेद्बुधः ॥ ३९॥**

આવી પડેલી સર્વ આપત્તિઓનો સારી રીતે વિચાર કરીને નજીકના તથા દૂરના સર્વ ઉપાયો બુદ્ધિમાને કરવા.

**यस्य यस्य हि यो भावस्तेन तेन हि तं नरम् ।**

---

૩૭, ૩૮ હિત૦ ૧૯૦. ૩૯ મનુ૦ ૭–૨૧૪.

**अनुप्रविश्य मेधावी क्षिप्रमात्मवशं नयेत् ॥ ४० ॥**

જેનો જેવો સ્વભાવ હોય તે પ્રમાણે તેના અંતરમાં પ્રવેશ કરીને બુદ્ધિમાન મનુષ્યે તેને પોતાને વશ કરવો.૪૦

**चलत्येकेन पादेन तिष्ठत्येकेन बुद्धिमान्।**
**नासमीक्ष्य परं स्थानं पूर्वमायतनं त्यजेत् ॥ ४१ ॥**

બુદ્ધિમાને એક પગ સ્થિર થયા પછીજ બીજો પગ મૂકવો. બીજું સ્થાન જોયા વગર પ્રથમનું સ્થાન ત્યજવું નહિ.૪૧

**यो ध्रुवाणि परित्यज्य अध्रुवाणि निषेवते ।**
**ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुवं नष्टमेव हि ॥ ४२ ॥**

જે મનુષ્ય સ્થિર વસ્તુનો ત્યાગ કરીને અસ્થિર વસ્તુનું સેવન કરે છે તેની સ્થિર વસ્તુ નાશ પામે છે અને અસ્થિર વસ્તુ તો નાશ પામેલીજ છે. ૪૨

**अनागतविधाता च प्रत्युत्पन्नमतिस्तथा ।**
**द्वावेतौ सुखमेधेत यद्भाविष्यो विनश्यति ॥ ४३ ॥**

સંકટ આવી પડયા પહેલાં ગોઠવણ કરનારા અને સમયસૂચકતાવાળા, એ બે પ્રકારના જનો સુખી થાય છે. જેઓ કેવળ ભવિષ્ય પરજ આશા રાખે છે તેઓ નાશ પામે છે.૪૩

**सुमंत्रिते सुविक्रान्ते सुकृते सुविचारिते ।**
**सिध्यन्त्यर्था महाबाहो दैवं चात्र प्रदक्षिणः ॥ ४४ ॥**

---

૪૦ થી ૪૨ હિત૦ ૩૦૯, ૧૪૪, ૨૫૪. ૪૩ હિત૦ ૫૯૪, ૪૪ વન૦ ૩૬–૭.

ઉત્તમ મંત્રણાપૂર્વક વિચાર કરીને પરાક્રમસહિત કાર્ય કરવાથી અર્થ સિદ્ધ થાય છે અને દૈવ પણ અનુકૂળ થાય છે.

**अल्पानामपि वस्तूनां संहतिः कार्यसाधिका ।**
**तृणैर्गुणत्वमापन्नैर्बध्यन्ते मत्तदान्तिनः ॥ ४५ ॥**

જેમ તૃણ ભેળાં કરીને બનાવેલાં દોરડાંથી બળવાન હાથી પણ બંધાય છે; તેમ નાની નાની વસ્તુઓનો પણ સંગ્રહ કરવાથી તે કાર્યસાધક થાય છે. ૪૫

**सेवितव्यो महावृक्षः फलच्छायासमन्वितः ।**
**यदि दैवात् फलं नास्ति छाया केन निवार्यते ॥४६॥**

ફળ તથા છાયાવાળા મોટા વૃક્ષનોજ આશ્રય લેવો જોઇએ કેમકે કદાચ દૈવયોગને લીધે ફળ ન મળે તોપણ તેની છાયા તો કોઇથી અટકાવી શકાતી નથી.૪૬

**कुलजे वृत्तसम्पन्ने धर्मज्ञे सत्यवादिनि ।**
**महापक्षे धनिन्यार्ये निक्षेपं निक्षिपेद्बुधः ॥ ४७॥**

સારા કુળમાં ઉત્પન્ન થયેલો, સારા આચરણવાળો, ધર્મને જાણનારો, સત્યવાદી, મોટા પક્ષવાળો, ધનવાન અને શ્રેષ્ઠ હોય એવા પુરુષનેજ ડાહ્યા પુરુષે ધનાદિ સોંપવું.

**सुजीर्णमन्नं सुविचक्षणः सुतः**
**सुशासिता स्त्री नृपतिः सुसेवितः ॥**
**सुचिन्त्य चोक्तं सुविचार्य यत्कृतं**

---

૪૫ હિત૦ ૭૫. ૪૬ હિત૦ ૪૪૯. ૪૭ મનુ૦ ૮-૧૭૯.

**सुदीर्घकालेऽपि न याति विक्रियाम् ॥४८॥**

સારૂં જૂનું અન્ન, પંડિત પુત્ર, સારી કેળવાયેલી સ્ત્રી, સારી રીતે સેવેલો રાજા, સુવિચારયુક્ત કહેલું વચન અને સારી રીતે વિચાર કરીને કરેલું કાર્ય—એ સર્વ ઘણા કાળે પણ બગડતાં નથી. ૪૮

**करिष्यन्न प्रभाषेत कृतान्येव तु दर्शयेत् ।**
**धर्मकामार्थकार्याणि तथा मंत्रो न भिद्यते ॥ ४९ ॥**

જે કામો હજી કરવાનાં હોય તે કહેવાં નહિ, પણ કર્યા પછીજ કહેવાં. ધર્મ, અર્થ અને કામ સંબંધી કાર્યો તથા તે સંબંધી ગુપ્ત વિચાર પ્રકટ ન થાય તેમ કરવું. ૪૯

**यस्य कृत्यं न जानन्ति मंत्रं वा मांत्रितं परे ।**
**कृतमेवास्य जानन्ति स वै पंडित उच्यते ॥ ५० ॥**

જે પુરુષનું કરવાનું કાર્ય, ગુપ્ત વિચાર તથા કહેલી વાત બીજાઓ જાણી શકતા નથી; પરંતુ તેણે કરેલાં કામોજ જાણી શકે છે તેનેજ પંડિત કહે છે. ૫૦

**परं क्षिपति दोषेण वर्तमानः स्वयं तथा ।**
**यश्च क्रुध्यत्यनीशानः स च मूढतमो नरः ॥ ५१ ॥**

જે પુરુષ પોતેજ દોષી છતાં બીજાઓ ઉપર દોષ નાખે છે અને જે બીજાઓ ઉપર વિના કારણે ક્રોધ કરે છે તે

---

૪૮ હિત૦ ૬૨. ૪૯ ઉદ્યોગ૦ ૩૭–૧૪૧૫. ૫૦–૫૧ ઉદ્યોગ૦ ૩૨–૯૯૩, ૩૨–૧૦૦૭.

પુરુષ ઘણોજ મૂઢ છે. ૫૧

**वनस्पतेरपक्कानि फलानि प्रचिनोति यः ।**
**स नाप्नोति रसं तेभ्यो बीजं चास्य विनश्यति ॥ ५२ ॥**

જે પુરુષ વનસ્પતિનાં કાચાં ફળ ચુંટી લે છે તે તેમાંથી રસ પ્રાપ્ત કરી શકતો નથી, પણ ઉલટો બી પણ ખુએ છે.

**यस्तु पक्कमुपादत्ते काले परिणतं फलम् ।**
**फलाद्रसं स लभते बीजाच्चैव फलं पुनः ॥ ५३ ॥**

જે યોગ્ય કાળે પાકેલું ફળ ગ્રહણ કરે છે; તેને તેમાંથી રસ મળે છે અને તેના બીજમાંથી પાછાં ફળ મળે છે.૫૩

**ऋणशेषोऽग्निशेषश्च व्याधिशेषस्तथैव च ।**
**पुनश्च वर्द्धते यस्मात् तस्मात् शेषं न कारयेत् ॥ ५४ ॥**

દેવું, અગ્નિ અને વ્યાધિ, એ થોડાં હોય તોપણ પાછાં વધી જાય છે; તે માટે તેનો તો સમૂળો નાશ કરવો. ૫૪

**कांश्चिदर्थान् नरः प्राज्ञो लघुमूलान् महाफलान् ।**
**क्षिप्रमारभते कर्त्तुं न विघ्नयति तादृशान् ॥ ५५ ॥**

નાની શરૂઆતવાળા છતાં મહાન ફળને આપનારા એવા કોઈ પણ કાર્યનો બુદ્ધિમાન માણસ જલદી આરંભ કરે છે અને પછી તેમાં વિઘ્ન આવવા દેતો નથી. ૫૫

**किमप्यस्ति स्वभावेन सुन्दरं वाप्यसुन्दरम् ।**

---

૫૨,૫૩ ઉદ્યોગ૦ ૩૩–૧૧૦૦૧. ૫૪ ચાણુક્ય.
૫૫ ઉદ્યોગ૦ ૩૩–૧૧૧૫.

तदेव रोचते यस्मै भवेत्तत्तस्य सुन्दरम् ॥५६॥

આ સંસારમાં સ્વભાવથીજ સુંદર અથવા અસુંદર હોય એવી કયી વસ્તુ છે? જે જે વસ્તુ જેને જેને રુચે છે તે તે વસ્તુજ તેને તેને સુંદર લાગે છે. ૫૬

न वृद्धिर्बहुमन्तव्या या वृद्धिः क्षयमावहेत् ।
क्षयोऽपि बहुमन्तव्यो यः क्षयो वृद्धिमावहेत् ॥५७॥

જે વૃદ્ધિ કરવાથી બીજાને હાનિ થાય છે તે વૃદ્ધિ માન આપવા યોગ્ય નથી; પરંતુ જે હાનિથી બીજાને લાભ થાય તેવી હાનિ બહુ માન આપવા યોગ્ય છે. ૫૭

# अध्याय १३ मो

## આત્મમર્યાદા અને પ્રભુસેવક

अधोधः पश्यतः कस्य महिमा नोपचीयते ।
उपर्युपरि पश्यन्तः सर्व एव दरिद्राति ॥१॥

પોતાને હલકો માનનાર કયો માણસ મોટાઇ પામતો નથી? પોતાને ઉંચા માનનારા બધાજ દારિદ્રય પામે છે.

मणिर्लुण्ठति पादेषु काचः शिरसि धार्यते ।
यथैवास्ते तथैवास्तां काचः काचो मणिर्मणिः ॥२॥

---

૫૬ હિત૦ ૩૧૦. ૫૭ ઉદ્યોગ૦ ૩૮–૧૯૫૧.
૧ હિત૦ ૨૫૭. ૨ હિત૦ ૩૨૫.

મણિ ભલે પગમાં રખડતો હોય અને કાચને મસ્તક પર ધારણ કર્યો હોય તો ભલે તે તેમ રહો; પરંતુ કાચ તે કાચ અને મણિ તે મણિજ છે. ૨

**सेवया धनमिच्छद्भिः सेवकैः पश्य यत्कृतम् ।**
**स्वातंत्र्यं यच्छरीरस्य मूढैस्तदपि हारितम् ॥३॥**

શરીરની સ્વતંત્રતા જે મૂર્ખોએ છોડી દીધી છે; એવા સેવા કરીને ધનને ઈચ્છનારા સેવકો જે કામ કરે છે તે તો જુઓ!

**अबुधैरर्थलाभाय पण्यस्त्रीभिरिव स्वयम् ।**
**आत्मा संस्कृत्य संस्कृत्य परोपकारिणीकृतः ॥४॥**

વેશ્યાઓ જેમ ધનના લાભને માટે શરીરને શોભીતું કરીને પારકાના ઉપભોગમાં આપે છે; તેમ મૂર્ખ માણસો પણ ધનને માટે શરીરને સારૂં રાખીને પરાધીન કરે છે. ૪

**प्रणमत्युन्नतिहेतोर्जीवितहेतोर्विमुंचति प्राणान् ।**
**दुःखीयति सुखहेतोः को मूढः सेवकादन्यः ॥५॥**

મોટો થવા માટે જે પોતે નીચો થાય છે; જીવિત માટે પ્રાણ આપે છે અને સુખના હેતુથી દુઃખી થાય છે; એવો તો મૂઢ સેવક (ચાકર) વિના બીજો કોણ હોય? ૫

**एतावज्जन्मसाफल्यं यदनायत्तवृत्तिता ।**
**ये पराधीनतां यातास्ते वै जीवन्ति के मृताः ॥ ६ ॥**

પરાધીન રહ્યા વિના જીવનનો નિર્વાહ કરવો એજ

---

૩ હિત૦ ૨૭૭. ૪ હિત૦ ૨૮૧. ૫ હિત૦ ૨૮૪. ૬ હિત૦ ૨૭૯.

જન્મની સફળતા છે. જેઓ પરાધીન છે તેઓને જો જીવતા કહીએ તો પછી મરેલા કોને કહેવા ? ૬

**आर्जितं स्वेन वीर्येण नाप्यपाश्रित्य कंचन ।**
**फलं शाकमपि श्रेयो भोक्तुं ह्यकृपणं गृहे ॥ ७ ॥**

બીજાનો આશ્રય ન લેતાં પોતાના ઘરમાં પોતાના પુરુષાર્થથી મેળવેલા ફળ—શાકનું સ્વતંત્રપણે ભોજન કરવું તેજ ઉત્તમ છે.૭

**परस्य तु गृहे भोक्तुः परिभूतस्य नित्यशः ।**
**सुमृष्टमपि न श्रेयो विकल्पोऽयमतः सताम् ॥ ८ ॥**

પરાયે ઘેર તિરસ્કાર પામીને નિત્યપ્રતિ નાના પ્રકારનાં મિષ્ટાન્ન ભોજન કરવામાં આવે તોપણ તે સુખકારક નથી; માટે સારા પુરુષો તેમ કરવા ઇચ્છતા નથી. ૮

**श्ववत् कीलालपो यस्तु परान्नं भोक्तुमिच्छति ।**
**धिगस्तु तस्य तद्भुक्तं कृपणस्य दुरात्मनः ॥९॥**

જે મનુષ્ય બીજાનું માંસ ખાનાર શ્વાનની પેઠે પરાયું અન્ન ખાવાને ઇચ્છે છે, તેવા દુરાત્મા તથા કંજુસ મનુષ્યના તે ભોજનને ધિક્કાર છે.૯

**अभिमतं यो अवगम्य भर्तुः**
**सर्वाणि कार्याणि करोत्यतन्द्रीः ।**
**वक्ता हितानामनुरक्त आर्यः**

---

૭,૮ વન૦ ૧૯૩–૨૮, ૧૯૩–૨૯. ૯ વન૦ ૧૯૩–૩૦.

**शक्तिज्ञ आत्मेव हि सोऽनुकम्प्यः ॥ १० ॥**

જે મનુષ્ય પોતાના સ્વામીનો અભિપ્રાય જાણીને આળસ વિના સર્વ કાર્યો કરે છે; તથા જે હિતવચનને કહેનારો, પ્રીતિવાળો અને કરેલા ઉપકારને જાણનારો છે; તેના ઉપર પોતાના આત્મા સમાન દયા રાખવી. ૧૦

**यस्तात नो क्रुध्यति सर्वकालं**
**भृत्यस्य भक्तस्य हितेरतस्य ।**
**तस्मिन् भृता भर्त्तरि विश्वसंति**
**न चैनमापत्सु परित्यजन्ति ॥ ११ ॥**

નોકર, આશ્રિત મનુષ્ય તથા શુભેચ્છક, એ ત્રણેના ઉપર જે સર્વદા ક્રોધ કરતો નથી તેવા શેઠ પર નોકરો વિશ્વાસ રાખે છે, અને આપત્તિમાં પણ તેનો પરિત્યાગ કરતા નથી.

**सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।**
**एतद्विद्यात् समासेन लक्षणं सुखदुःखयोः ॥१२॥**

પરાધીનતા એ સર્વ દુ:ખ છે, અને સ્વાધીનતા એ સર્વ સુખ છે; સુખ અને દુ:ખનું સંક્ષેપમાં એ પ્રમાણે લક્ષણ જાણવું. ૧૨

---

૧૦-ઉદ્યોગ૦ ૩૬-૧૩૫૮. ૧૧ ઉદ્યોગ૦ ૩૬-૧૩૫૫.
૧૨ મનુ૦ ૪-૧૬૦.

# अध्याय १४ मो–बंधुता अने संसर्ग



परोऽपि हितवान् बंधुर्बन्धुरप्यहितः परः ।
अहितो देहजो व्याधिर्हितमारण्यमौषधम् ॥१॥

પારકો છતાં પણ જો હિત કરનારો હોય તો તે બંધુ છે, અને બંધુ છતાં પણ અહિત કરતો હોય તો તે પરાયો છે. રોગ પોતાના દેહથી ઉપજવા છતાં પણ અહિત કરે છે અને ઔષધ અરણ્યમાં ઉપજવા છતાં પણ હિતકારી થાય છે. ૧

औरसं कृतसम्बन्धं तथा वंशक्रमागतम् ।
रक्षितं व्यसनेभ्यश्च मित्रं ज्ञेयं चतुर्विधम् ॥२॥

ઔરસ(પુત્ર),સંબંધથી થયેલા, વંશપરંપરાના તથા દુઃખથી બચાવનારા, એ ચાર પ્રકારના મિત્ર છે. ૨

स्वाभाविकन्तु यन्मित्रं भाग्येनैवाभिजायते ।
तदकृत्रिमसौहार्दमापत्स्वपि न मुंचति ॥३॥

સ્વભાવ મળવાથી થનારો મિત્ર ભાગ્યમાં હોય તોજ મળે છે. કારણ કે તે અકૃત્રિમ એટલે સ્વાભાવિક મિત્રતા આપત્કાળે પણ છૂટતી નથી. ૩

न मातरि न दारेषु न सोदर्ये न चात्मजे ।
विश्वासस्तादृशः पुंसां यावन्मित्रे स्वभावजे ॥४॥

---

૧ હિત૦ ૩૫૯. ૨ હિત૦ ૨૩૩. ૩ હિત૦ ૨૪૮. ૪ હિત૦ ૨૪૯.

સ્વાભાવિક મિત્રમાં જેવો વિશ્વાસ હોય છે તેવો માતામાં, સ્રીમાં, સગા ભાઈમાં અને પુત્રમાં પણ નથી હોતો. ૪

**शुचित्वं त्यागिता शौर्यं समान्यं सुखदुःखयोः ।**
**दाक्षिण्यं चानुरक्तिश्च सत्यता च सुहृद्गुणाः ॥५॥**

પવિત્રતા, ઉદારતા, શૂરવીરતા, સુખ દુઃખમાં સમભાવ, ચતુરાઇ, પ્રેમ અને સત્યતા, એ ગુણો નિઃસ્વાર્થી મિત્રના છે. ૫

**रहस्यभेदो याञ्चा च नैष्ठुर्यं चलचित्तता ।**
**क्रोधो निःसत्यता द्यूतमेतन्मित्रस्य दूषणम् ॥६॥**

ગુપ્ત વાત કહી દેવી, યાચના કરવી, કુવચન, ચિત્તની અસ્થિરતા, ક્રોધ, જૂઠ અને જુગાર એટલાં મિત્રનાં દૂષણો છે. ૬

**ययोरेव समं वित्तं ययोरेव समं श्रुतम् ।**
**तयोर्विवाहः सख्यं च न तु पुष्टविपुष्टयोः ॥७॥**

જેઓ ધનમાં તથા જ્ઞાનમાં સમાન હોય તેઓ વચ્ચે-જ વિવાહ અને મિત્રતા થાય છે; હલકા અને મોટાઓ વચ્ચે થતી નથી. ૭

**ययोश्चित्तेन वा चित्तं नैभृतं निभृतेन वा ।**
**समेति प्रज्ञया प्रज्ञा तयोर्मैत्री न जीर्यति ॥८॥**

જેઓનાં ચિત્ત, ગુપ્ત આચરણ તથા બુદ્ધિ સમાન હોય છે તેઓની મૈત્રી જીર્ણ થતી નથી—તાજીજ રહે છે. ૮

**मत्या परीक्ष्य मेधावी बुद्ध्या संपाद्य चासकृत् ।**

---

૫,૬ હિત૦ ૧૩૮,૧૪૦. ૭આદિ૦ ૧૩૨-૧૦. ૮ઉદ્યોગ૦ ૩૮-૧૪૯૩.

**श्रुत्वा दृष्ट्वाथ विज्ञाय प्राज्ञैर्मैत्रीं समाचरेत् ॥९॥**

ડાહ્યો મનુષ્ય યુક્તિ વડે પરીક્ષા કરીને, બુદ્ધિ વડે વારંવાર યોગ્યતાનો નિશ્ચય કરીને તથા જોઇને, સાંભળીને અને વધારે ખાત્રી કરીને જે મનુષ્ય બુદ્ધિમાન જણાય તેનીજ મૈત્રી કરે છે. ૯

**दुर्बुद्धिमकृतज्ञं च च्छन्नं कूपं तृणैरिव ।**
**विवर्जयीत मेधावी तस्मिन् मैत्री प्रणश्यति ॥१०॥**

બુદ્ધિમાન પુરુષે દુર્બુદ્ધિવાળા અને કરેલા ગુણને નહિ જાણનારા મનુષ્યનો તૃણથી ઢંકાયેલા કૂવાની માફક પરિત્યાગ કરવો. કેમકે તેવાની મૈત્રી નહિ ટકતાં નાશ પામે છે.

**परोक्षे कार्यहन्तारं प्रत्यक्षे प्रियवादिनम् ।**
**वर्जयेत्तादृशं मित्रं विषकुंभं पयोमुखम् ॥ ११ ॥**

અંદર વિષથી ભરેલો હોય અને ઉપર દેખાવ માટે થોડું દૂધ હોય તેવા ઘડાનો જેમ ત્યાગ કરાય છે; તેવીજ રીતે પાછળથી કાર્યની હાનિ કરે અને પ્રત્યક્ષમાં પ્રિય વચન બોલે એવા મિત્રનો ત્યાગ કરવો. ૧૧

**ये वै भेदनशीलास्तु सकामा निस्त्रपाः शठाः ।**
**ते पापा इति विख्याताः सवासे परिगर्हिताः ॥१२॥**

જેઓ જુદાઇ કરાવનારા, સ્વાર્થી, નિર્લજ્જ અને શઠ છે

૯,૧૦ ઉદ્યોગ૦ ૩૮–૧૪૯૭, ૩૮–૧૪૯૮. ૧૧ હિત૦ ૧૨.
૧૨ ઉદ્યોગ૦ ૩૮–૧૪૫૭.

તેઓ પાપી તરીકે વિખ્યાત છે; તેમનો સહવાસ રાખવો નહિ.

**यतते चापवादाय यत्नमारभते क्षये ।**
**अल्पेप्यपकृते मोहान्न शान्तिमधिगच्छति ॥१३॥**

થોડા પણ નુકસાનથી જેઓ બીજા પર અપવાદ મૂકી તેનો નાશ કરવા યત્ન કરે છે તેવા મોહ પામેલા મનુષ્યો શાંતિ પામતા નથી. ૧૩

**तादृशै संगतं नीचैर्नृशंसैरकृतात्मभिः ।**
**निशम्य निपुणं बुद्ध्या विद्वान् दूराद्विवर्जयेत् ॥१४॥**

વિદ્વાન પુરુષે બુદ્ધિથી સારી રીતે વિચાર કરીને ઉપર જણાવ્યા જેવા નીચ, ઘાતકી અને કરેલા ગુણને નહિ જાણનારા મનુષ્યોનો સંગ દૂરથીજ ત્યજવો. ૧૪

**कृतज्ञं धार्मिकं सत्यमक्षुद्रं दृढभक्तिकम् ।**
**जितेन्द्रियं स्थितं स्थित्यां मित्रमत्यागि चेष्यते ॥१५॥**

કરેલા ઉપકારને જાણનારો, ધાર્મિક, સત્યવાદી, ઉદાર, દૃઢ પ્રીતિવાળો, જિતેંદ્રિય, મર્યાદા રાખવાવાળો અને દુઃખમાં પણ ત્યાગ ન કરે તેવોજ મિત્ર કરવો યોગ્ય છે. ૧૫

**दुष्कुलीनः कुलीनो वा मर्यादां यो न लंघयेत् ।**
**धर्मापेक्षी मृदुर्ह्रीमान् स कुलीनशताद्वरः ॥१६॥**

હલકા કુળવાળો હોય વા કુળવાન હોય પણ જે મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી; ધર્મની ઈચ્છાવાળો, કોમળ અને

---

૧૩થી૧૬ ઉદ્યોગ૦ ૨૩–૮૪૬, ૩૮–૧૪૬૨, ૩૮–૧૪૬૬, ૧૪૯૨.

લજ્જાવાળો છે તે કુળવાન કરતાં સોગણો શ્રેષ્ઠ છે. ૧૬

स बंधुर्यो विपन्नानामापदुद्धरणक्षमः ।
न तु भीतपरित्राणवस्तूपालम्भपण्डितः ॥१७॥

તેજ ખરો બંધુ છે કે જે વિપત્તિમાં પડેલા મિત્રોનો આપત્તિથી ઉદ્ધાર કરે છે. ભયમાંથી છોડાવવાને સમયે જે ડાહ્યો થઇને ઠપકો દે તે બંધુ નથી. ૧૭

आकेशग्रहणान्मित्रमकार्यात् संनिवर्त्तयन् ।
अवाच्यः कस्यचिद्भावि कृतयत्नो यथाबलम् ॥१८॥

કેશ પકડીને પણ મિત્રને ખોટા કાર્યથી નિવૃત્ત કરવા યથાશક્તિ પ્રયત્ન કરનારો પુરુષ પાછળથી કોઈના પણ ઠપકાને પાત્ર થતો નથી. ૧૮

ज्ञातीनां हि मिथो भेदे यन्मित्रं नाभिपद्यते ।
सर्वयत्नेन माध्यस्थं न तन्मित्रं विदुर्बुधाः ॥१९॥

જ્ઞાતિઓના માંહોમાંહેના ભેદ પડ્યા હોય ત્યારે જે મિત્ર કાંઇ કામ આવતો નથી અને સર્વ પ્રયત્નથી પોતે જુદો રહે છે; તેને બુદ્ધિવાન પુરુષો મિત્ર ગણતા નથી. ૧૯

व्यसने क्लिश्यमानं हि यो मित्रं नाभिपद्यते ।
अनुनीय यथाशक्ति तं नृशंसं विदुर्बुधाः ॥२०॥

દુઃખથી પીડા પામતા મિત્રને યથાશક્તિ શિખામણ

---

૧૭ હિત૦ ૧૧. ૧૮ ઉદ્યોગ૦ ૯૨-૩૩૧૮.
૧૯,૨૦ ઉદ્યોગ૦ ૯૨-૩૩૨૨, ૯૨-૩૩૧૭.

આપીને જે પુરુષ દુઃખથી મુક્ત કરવા યત્ન કરતો નથી તેને બુદ્ધિમાન પુરુષો ઘાતકી ગણે છે. ૨૦

नैतन्मित्रं यस्य कोपाद्बिभेति यद्वा मित्रं शंकितेनोपचर्यम्।
यस्मिन्मित्रे पित विश्वसीते तद्वै मित्रं संगतानीतराणि ॥

જેના કોપથી ભય લાગતો હોય કિંવા જે મિત્ર સાથે વ્યવહાર કરતાં શંકા થાય તે મિત્ર ગણાતો નથી; પરંતુ જે મિત્ર સાથે પિતાની પેઠે વિશ્વાસ રાખવામાં આવે તેજ મિત્ર ગણાય છે. બીજાઓની મિત્રતા તો સંબંધ માત્ર છે. ૨૧

तस्मात् प्राज्ञैश्च वृद्धैश्च सुस्वभावैस्तपस्विभिः।
सद्भिश्च सह संसर्गः कार्यः शमपरायणैः ॥२२॥

તે માટે ડાહ્યા, વૃદ્ધ, સારા સ્વભાવવાળા, તપસ્વી અને મન વશ રાખનારા સત્પુરુષોનોજ સંસર્ગ રાખવો. ૨૨

येषां त्रीण्यवदातानि विद्या योनिश्च कर्म च।
तान् सेवेत् समास्याहि शास्त्रेभ्योऽपि गरीयसी ॥२३॥

વિદ્યા, જન્મ અને કર્મ, એ ત્રણે જેમનાં શુદ્ધ હોય એવાઓનોજ સહવાસ કરવો. કારણ કે તેઓ સાથે બેસવું એ શાસ્ત્રાભ્યાસ કરવા કરતાં પણ વિશેષ લાભદાયક છે. ૨૩

वस्त्रमापस्तिला भूमिर्गंधो वासयते यथा।
पुष्पानामधिवासेन तथा संसर्गजा गुणाः ॥२४॥

વસ્ત્ર, જળ, તલ અને ભૂમિ, એ પુષ્પના સંસર્ગથી

---

૨૨ વન૦ ૧-૨૩. ૨૩,૨૪ વન૦ ૧-૨૪, ૧-૨૧.

જેમ સુગંધવાળાં થાય છે; તેમજ ગુણી પુરુષના સંસર્ગથી મનુષ્યો ગુણવાન થાય છે. ૨૪

**मोहजालस्य योनिर्हि मूढैरिव समागमः ।**
**अहन्यहनि धर्मस्य योनिः साधुसमागमः ॥२५॥**

મૂર્ખાઓનો સમાગમ મોહજાળનેજ ઉપજાવે છે અને સાધુસમાગમ દિનપ્રતિદિન ધર્મનેજ આપનાર છે. ૨૫

**सतां सकृत् संगतमीप्सितं परं**
**ततः परं मित्रमिति प्रचक्षते ।**
**न चाफलं सत्पुरुषेण संगतं**
**ततः सतां सन्निवसेत्समागमे ॥२६॥**

સજ્જનોનો એક વાર પણ યથેચ્છ સમાગમ થાય છે તો તે પછી મિત્રતા થાય છે. સત્પુરુષોનો સમાગમ નિષ્ફળ થતો નથી; માટે સત્પુરુષોના સમાગમમાં રહેવું. ૨૬

**महाकुलीनाभिरपापिकाभिः**
**स्त्रीभिः सतीभिस्तव सख्यमस्तु ।**
**चंडाश्च शौंडाश्च महाशनाश्च**
**चौराश्चष्टाश्चपलाश्च वर्ज्याः ॥२७॥**

સારા કુળમાં ઉત્પન્ન થયેલી, પાપથી રહિત અને પતિવ્રતા સ્ત્રીઓની સાથે મિત્રતા રાખવી; અને ક્રૂર, ક્લેશ કરનારી, ઘણું ખાનારી, ચોરી કરનારી, દુષ્ટ તથા ચપળતાવાળી સ્ત્રીઓનો ત્યાગ કરવો જોઇએ. ૨૭

---

૨૫,૨૬ વન૦ ૨૨, ૨૯૬. ૨૭ વન૦ ૨૯.

# अध्याय १५ मो–राजनीति

**सर्वो दंडजितो लोको दुर्लभो हि शुचिर्नरः ।**
**दंडस्य हि भयात् सर्वं जगद्भोगाय कल्पते ॥१॥**

સર્વ લોકો કેવળ દંડના ભયથી આધીન રહે છે. સ્વભાવ-થીજ પવિત્ર હોય એવા પુરુષો તો દુર્લભ છે. દંડના ભયથીજ આખું જગત ભોજન ઈત્યાદિ ભોગ ભોગવે છે. ૧

**दंडः शास्ति प्रजाः सर्वा दंड एवाभिरक्षति ।**
**दंडः सुप्तेषु जागर्ति दंडं धर्मं विदुर्बुधाः ॥२॥**

સર્વ પ્રજાઓને દંડજ શિક્ષા કરે છે અને ઉંઘતા લોકોનું રક્ષણ દંડજ જાગ્રત રહીને કરે છે; માટેજ પંડિત પુરુષો દંડને ધર્મરૂપ જાણે છે. ૨

**स राजा पुरुषो दंडः स नेता शासिता च सः ।**
**चतुर्णामाश्रमाणां च धर्मस्य प्रातिभूः स्मृतः ॥३॥**

દંડ રાજા છે; દંડ પુરુષ છે; દંડ ખરે રસ્તે ચલાવનાર છે અને દંડજ ચારે આશ્રમોના ધર્મનો જામીન છે. ૩

**तस्माहुः संप्रणेतारं राजानं सत्यवादिनम् ।**
**समीक्ष्यकारिणं प्राज्ञं धर्मकामार्थकोविदम् ॥४॥**

સત્યવાદી, વિચારીને કાર્ય કરનાર, વિદ્વાન અને ધર્મ,

---

૧ મનુ૦ ૭–૨૨. ૨ મનુ૦ ૭–૧૮. ૩ મનુ૦ ૭–૧૭.
૪ મનુ૦ ૭–૨૬.

અર્થ તથા કામને જાણનારો રાજાજ દંડ કરવાને યોગ્ય છે.૪

**यदि न [illegible] पातैः सम्यग्नेता ततः प्रजा ।**
**अकर्णधारा जलधौ विप्लुवेतेह नौरिव ॥५॥**

જેમ ખલાસી સિવાય નાવ દરિયામાં બૂડે છે; તેમ નિયામક રાજા વિના સર્વ રૈયત નાશ પામે છે. ૫

**समीक्ष्य स धृतः सम्यक् सर्वा रंजयति प्रजाः ।**
**असमीक्ष्य प्रणीतस्तु विनाशयति सर्वतः ॥६॥**

જે રાજા પ્રજાનું સારી રીતે રક્ષણ કરે છે તેના પર સર્વ પ્રજા પ્રીતિ કરે છે; અને યોગ્ય રીતે રક્ષણ ન કરવાથી સર્વનો વિનાશ થાય છે. ૬

**तस्करेभ्यो नियुक्तेभ्यः शत्रुभ्यो नृपवल्लभात् ।**
**नृपतिर्निजलोभाच्च प्रजा रक्षेत् पितेव हि ॥७॥**

ચોરોથી, અધિકારીઓથી, શત્રુઓથી, રાજાના સ્નેહીઓથી અને પોતાના ( રાજાના ) લોભથી રાજાએ પિતાની પેઠે પ્રજાનું રક્ષણ કરવું. ૭

**साम्वत्सारिकमाप्तैश्च राष्ट्रादाहारयेद् बलिम् ।**
**स्याच्चाम्नायपरो लोके वर्त्तेत पितृवन्नृषु ॥८॥**

રાજાએ સમર્થ મંત્રીઓ દ્વારા વર્ષમાં લેવા લાયક ધાન્ય વગેરેના હિસ્સા મંગાવી લેવા અને લોકમાં કરવેરા વગેરે લેવામાં રાજનીતિ મુજબ વર્તવું; તથા પોતાના દેશના

---

૫ હિત૦ ૪૪૭. ૬ મનુ૦ ૭-૧૯. ૭ હિત૦ ૩૬૨. ૮ મનુ૦ ૭-૮૦.

રહેનારાઓ સાથે સ્નેહાદિથી પિતાની પેઠે વર્તવું. ૮

**पुष्पं पुष्पं विचिन्वीत मूलच्छेदं न कारयेत् ।**
**मालाकार इवारामे न यथांगारकारकः ॥९॥**

બાગના માળીની પેઠે વૃક્ષ પરથી ફળફૂલ વીણી લેવાં; પરંતુ કોયલા બનાવનારની પેઠે તેનું મૂળ કાપવું નહિ. ૯

**नोच्छिन्द्यादात्मनो मूलं परेषां चातितृष्णया ।**
**उच्छिन्दन् ह्यात्मनो मूलमात्मानं तांश्च पीडयेत् ॥१०**

રાજાએ યોગ્ય કર વગેરેનો ત્યાગ કરીને પોતાનો નાશ કરવો નહિ; તેમજ અધિક લોભને વશ થઇને બીજાઓનો નાશ કરવો નહિ. કારણ કે પોતાનો નાશ થવાથી પોતાને તેમજ બીજાઓને પણ પીડા થાય છે. ૧૦

**अनादेयं नाददीत परिक्षीणोऽपि पार्थिवः ।**
**न चादेयं समृद्धोऽपि सूक्ष्ममप्यर्थमुत्सृजेत् ॥११॥**

પોતે નિર્ધન હોય તોપણ ન લેવા યોગ્ય ધન—કર હોય તે રાજાએ લેવું નહિ અને અત્યંત ધનાઢ્ય હોય તોપણ લેવા યોગ્ય હોય તેવું થોડું પણ છોડી દેવું નહિ. ૧૧

**वृद्धबालधनं रक्ष्यमंधस्य कृपणस्य च ।**
**न खातपूर्वं कुर्वीत न रुदंतीधनं हरेत् ।**
**कृतं कृपणवृत्तं हि राष्ट्रं हन्ति नृपश्रियम् ॥१२॥**

૯ ઉદ્યોગ૦ ૩૩–૧૧૧૧. ૧૦ મનુ૦ ૭–૧૩૯. ૧૧ મનુ૦ ૮–૧૭૦. ૧૨ અનુશાસન૦ ૬૧–૩૦૮૯.

વૃદ્ધ, બાળક, અંધ અને દીન મનુષ્યોના ધનનું રાજાએ રક્ષણ કરવું. કૂવા વગેરે કરાવી તેનો કર લેવો નહિ. ઘણી ગરીબ સ્ત્રીઓ પાસેથી કર લેવો નહિ. ભીખથી ભેગું કરેલું ધન લેવાથી રાજ્ય અને રાજાની લક્ષ્મી નષ્ટ થાય છે.

**बालदायादिकं रिक्थं तावद्राजानुपालयेत् ।**
**यावत् स स्यात् समावृत्तो यावच्चातीतशैशवः ॥१३॥**

જે બાળકની મિલ્કત તેના કાકા વગેરે પચાવી જવા ચાહતા હોય તેવા અનાથ બાળકની મિલ્કત જ્યાંલગી તે યોગ્ય રીતે મિલ્કતની વ્યવસ્થા કરવામાં હોંશિયાર થાય ત્યાંસુધી તેની માલમતાનું રાજાએ રક્ષણ કરવું. ૧૩

**वंध्यास्वपुत्रासु चैवं स्याद्रक्षणं निष्कुलासु च ।**
**पातिव्रतासु च स्त्रीषु विधवास्वातुरासु च ॥१४॥**

જેના પતિએ બીજો વિવાહ કર્યો હોય તેવી શોક્યવાળી સ્ત્રીને નિર્વાહ માટે આપેલા ધનનું, વાંઝણીના ધનનું, નખોદિયાના ધનનું અને પતિવ્રતા વિધવા અને રોગી સ્ત્રીના ધનનું પણ રાજાએજ રક્ષણ કરવું; કે જેથી તે પોતાની વહાલી પ્રજા હેરાનગતિ ન ભોગવવા પામે.

**प्रणष्टस्वामिकं रिक्थं राजा त्र्यब्दं निधापयेत् ।**
**अर्वाक् त्र्यब्दाद्धरेत् स्वामी परेण नृपतिर्हरेत् ॥१५॥**

જે ધનનો સ્વામી જણાતો ન હોય તેવા ધનની

---

૧૩ થી ૧૫ મનુ૦ ૮-૨૭, ૮-૨૮, ૮-૩૦.

રાજાએ ત્રણ વર્ષ સુધી રક્ષા કરવી અને ત્યાંસુધીમાં તેનો સ્વામી આવે તો તે ધન તેને આપવું અને ન આવે તો તે પછી રાજાએ લેવું. ૧૫

**दातव्यं सर्ववर्णेभ्यो राज्ञा चौरैर्हृतं धनम् ।**
**राजा तदुपयुंजानश्चौरस्याप्नोति किल्बिषम् ॥१६॥**

પ્રજાનું ચોરોએ ચોરેલું ધન રાજાએ પાછું મેળવીને તેના ધણીને આપવું. તેમ ન કરતાં રાજા પોતે રાખી લે તો ચોરનું પાપ તેને પ્રાપ્ત થાય છે. ૧૬

**नोत्पादयेत् स्वयं कार्यं राजा नाप्यस्य पूरुषः ।**
**न च प्रापितमन्येन ग्रसेदर्थं कथं च न ॥१७॥**

રાજા કે રાજાના નીમેલા અધિકારી નોકરોએ ધનના લોભ વગેરેથી દેવા (ઋણ) સંબંધીના દાવા-ટંટાઓને જન્મ ન અપાવવો અને અર્થી પ્રત્યર્થી વડે પહોંચાડેલા કાર્યમાં પણ ધન વગેરેના લોભને લીધે બેદરકારી ન રાખવી. ૧૭

**मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनपेक्षया ।**
**सोऽचिराद्भ्रश्यते राज्याज्जीविताच्च सबांधवः ॥१८॥**

જે રાજા મોહવશ થઈને પોતાના રાજ્યમાંથી અયોગ્ય રીતે કર-વેરા લે છે તે રાજા રાજ્યથી, જીવિતથી તથા કુટુંબથી અલ્પ સમયમાં પતિત થાય છે. ૧૮

**आत्मा जेयः सदा राज्ञा ततो जेयाश्च शत्रवः ।**

---

૧૬ થી ૧૮ મનુ૦ ૮-૪૦, ૮-૪૩, ૭-૧૧૧.

आजितात्मा नरपतिर्विजयेत कथं रिपून् ॥१९॥

રાજાએ પ્રથમ મનને વશ રાખવું અને પછી શત્રુઓને જીતવા. જેણે મનને જીત્યું નથી તેવો રાજા તે શત્રુઓને તો ક્યાંથીજ જીતશે? ૧૯

दश कामसमुत्थानि तथाष्टौ क्रोधजानि च ।
व्यसनानि दुरन्तानि प्रयत्नेन विवर्जयेत् ॥२०॥

કામથી થયેલાં દશ વ્યસનો (મૃગયા–શિકાર, ક્રીડા, રતિ, મદ્યપાન, નૃત્ય, ગીત ઇત્યાદિ) તથા ક્રોધથી ઉત્પન્ન થયેલાં આઠ વ્યસનો (દ્રોહ, ઈર્ષ્યા, અયોગ્ય વાણી, અયોગ્ય શિક્ષા ઇત્યાદિ) એ સર્વ દુઃખદાયી હોવાથી તેનો પ્રયત્ન વડે ત્યાગ કરવો. ૨૦

अतिभीरुमतिक्लीबं दीर्घसूत्रं प्रमादिनम् ।
व्यसनाद्विषयाक्रान्तं न भजन्ति नृपं प्रजाः ॥२१॥

અતિ બીકણ, અતિ નપુંસક, વિલંબ કરનાર, આળસુ, વિષયાસક્ત અને વ્યસની રાજાને પ્રજા ભજતી નથી. ૨૧

अवज्ञानाद्राज्ञो भवति मतिहीनः परिजनः
ततस्त्वप्रामाण्याद्भवति न समीपे बुधजनः ।
बुधैस्त्यक्ते राज्ये न हि भवति नीतिर्गुणवती
विपन्नायां नीतौ सकलमवशं सीदति जगत् ॥२२॥

---

૧૯ શાંતિપર્વ. ૨૦ મનુ૦ ૮–૪૫. ૨૧ વન૦ ૨૫૦–૫.
૨૨ હિત૦ ૩૩૪.

રાજાની અવજ્ઞા થવાથી નોકરો બુદ્ધિહીન થાય છે. તેઓની અપ્રમાણિકતાથી પંડિત જનો પાસે રહેતા નથી. પંડિતો ત્યજી જવાથી રાજ્યમાં શુભ નીતિ રહેતી નથી અને નીતિ જવાથી સર્વ રાજ્ય નિરંકુશ થઇ નાશ પામે છે.

**यः कुलाभिजनाचारैरतिशुद्धः प्रतापवान् ।**
**धार्मिको नीतिकुशलः स स्वामी युज्यते भुवि॥२३॥**

જેનાં કુળ, કુટુંબીજનો તથા આચાર અત્યંત શુદ્ધ હોય; તથા જે પ્રતાપી, ધાર્મિક અને નીતિમાં કુશળ હોય તેજ પૃથ્વીમાં રાજા થવાને યોગ્ય છે. ૨૩

**यथैनं नाभिसन्दध्युर्मित्रोदासीनशत्रवः ।**
**यथा सर्वं संविदध्यादेष सामासिको नयः ॥२४॥**

મિત્ર, ઉદાસીન અને શત્રુઓ પીડા ન આપે એવો ઉપાય રાજાએ પોતાના રાજ્યમાં કરવો; એ સંક્ષેપમાં નીતિ કહેવામાં આવે છે. ૨૪

**धर्मेण राज्यं विन्देत धर्मेण परिपालयेत् ।**
**धर्ममूलां श्रियं प्राप्य न जहाति न हीयते ॥२५॥**

રાજાએ ધર્મથી રાજ્ય મેળવવું અને ધર્મથી તેનું પાલન કરવું. ધર્મપૂર્વક પ્રાપ્ત કરેલી રાજ્યલક્ષ્મી કદી પણ જતી નથી અથવા ક્ષીણ થતી નથી. ૨૫

**वश्येन्द्रियं जितात्मानं धृतदंडं विकारिषु ।**

---

૨૩ હિત૦ ૨૪૨. ૨૪ મનુ૦ ૭-૧૮૦. ૨૫ ઉદ્યોગ૦ ૨૩-૧૧૨૪.

**परीक्ष्य कारिणं धीरमत्यन्तं श्रीर्निषेवते ॥२६॥**

ઇંદ્રિયોને વશ રાખનાર, મનને વશ રાખનાર, અપરાધીને શિક્ષા કરનાર અને પરીક્ષા કરીને કાર્ય કરનાર ધીર રાજાની લક્ષ્મી નિરંતર રાજાપ્રજાની સેવા કરે છે. ૨૬

**कामं क्रोधं च लोभं च दंभं दर्पं च भूमिपः ।**
**सम्यग्विजेतुं यो वेद स महीमभिजायते ॥२७॥**

જે રાજા કામ, ક્રોધ, લોભ, પાખંડ તથા ગર્વના સંપૂર્ણ વિજયને જાણે છે; તેજ પૃથ્વીપર રાજ્ય કરી શકે છે. ૨૭

**य आत्मनः प्रियसुखे हित्वा मृगयते श्रियम् ।**
**अमात्यानामथो हर्षमादधात्यचिरेण सः २८॥**

જે રાજા પોતાની પ્રિય વસ્તુઓનો અને સુખનો ત્યાગ કરીને લક્ષ્મી મેળવવા ઇચ્છે છે; તે નોકરવર્ગને જલદી હર્ષ ઉપજાવે છે. ૨૮

**अतिव्ययोऽनवेक्षा च तथार्जनमधर्मतः ।**
**पोषणं दूरसंस्थानां कोषव्यसनमुच्यते ॥२९॥**

વધારે ખર્ચ, વગર વિચાર્યું કાર્ય, અધર્મથી મેળવેલું ધન અને દૂર રહેલા લોકોનું પોષણ કરવું, એ સર્વ કારણો ભંડારને ખુટાડે તેવાં વ્યસન છે. ૨૯

**नापरीक्ष्य महीपालः कुर्यात् सचिवमात्मनः ।**

---

૨૬ થી ૨૮ ઉદ્યોગ૦ ૩૩–૧૧૫૨. ૧૨૮–૪૩૪૨, ૧૩૨–૪૫૩૧.
૨૯ હિત૦ ૩૪૮.

**अमात्ये अर्थलिप्सा च मंत्ररक्षणमेव च ॥३०॥**

પરીક્ષા કર્યા વિના રાજાએ કોઈને પોતાનો પ્રધાન નીમવો નહિ. કારણ કે ધનની લાલચ અને ગુપ્ત વાતની રક્ષા, એ પ્રધાનનાજ હાથમાં રાખવું પડે છે. ૩૦

**यो येन प्रतिबुद्धः स्यात् सह तेनोदयी व्ययी ।**
**सुविश्वस्तो नियोक्तव्यः प्राणेषु च धनेषु च ॥३१॥**

જે પુરુષના સહવાસથી રાજા પ્રવીણ થાય; જે યોગ્ય રીતે દ્રવ્યની વૃદ્ધિ કરનારો તથા યોગ્ય વ્યય કરનારો હોય અને જે પ્રાણ તથા ધનની બાબતમાં વિશ્વાસ કરવા યોગ્ય હોય; તેવાનેજ મંત્રી તરીકે નીમવો. ૩૧

**धूर्तः स्त्री वा शिशुर्यस्य मंत्रिणः स्युर्महीपतेः ।**
**अनीतिपवनाक्षिप्तः कार्याब्धौ स निमज्जति ॥३२॥**

જેનો મંત્રી ધૂર્ત સ્ત્રી અથવા બાળક હોય; તે રાજા અનીતિરૂપી પવનથી ઉડીને કાર્યરૂપી સમુદ્રમાં ડૂબે છે.

**प्राप्यार्थग्रहणं द्रव्यं परिवर्तोऽनुरोधनम् ।**
**उपेक्षा बुद्धिहीनत्वं भोगोऽमात्यस्य दूषणम् ॥३३॥**

રાજાએ લેવા યોગ્ય દ્રવ્ય પોતે લેવું અથવા રોકી રાખવું, ઉપેક્ષા કરવી, બુદ્ધિની હીનતા તથા ભોગ ભોગવવા, એ સર્વ મંત્રીનાં દૂષણ છે. ૩૩

**दूतं चैव प्रकुर्वीत सर्वशास्त्रविशारदम् ।**

---

૩૦ ઉદ્યોગ૦ ૩૭–૧૪૧૭. ૩૧ થી ૩૩ હિત૦ ૫૭૦, ૫૭૧, ૩૫૭.

**इंगिताकारचेष्टं च शुचिं दक्षं कुलोद्गतम् ॥३४॥**

સર્વ શાસ્ત્રમાં કુશળ, ચેષ્ટા તથા મુખાકૃતિ ઉપરથી મનોભાવ જાણનારો, પવિત્ર, ચતુર તથા સારા કુળમાં જન્મેલો હોય એવાજ મનુષ્યને દૂત કરવો. ૩૪

**अनुरक्तः शुचिर्दक्षः स्मृतिमान् देशकालवित् ।**
**वपुष्मान् वीतभीर्वाग्मी दूतो राज्ञः प्रशस्यते ॥३५॥**

જે દૂત પ્રેમ રાખનારો, પવિત્ર, ચતુર, યાદશક્તિવાળો, દેશકાળ જાણનારો, સારા શરીરવાળો, નિર્ભય તથા બોલવાની આવડતવાળો હોય તે રાજા માટે વખાણવા યોગ્ય છે.

**न तु हन्यात् नृपो जातु दूतं कस्यांचिदापादि ।**
**दूतस्य हन्ता निरयमाविशेत् सचिवैः सह ॥३६॥**

કોઇ પણ આપત્તિ હોય છતાં રાજાએ દૂતને હણવો નહિ. દૂતને હણનારો રાજા મંત્રીઓ સાથે નરકમાં પડે છે. ૩૬

**यत्र धर्मोह्यधर्मेण सत्यं यत्रानृतेन च ।**
**हन्यते प्रेक्षमाणानां हतास्तत्र सभासदाः ॥३७॥**

જેઓના દેખતાં અધર્મ વડે ધર્મ તથા અસત્ય વડે સત્ય હણાય છે; તે જોનારા સભાસદો પણ હણાયેલા જાણવા. ૩૭

**यथा नयत्यसृक्पातैर्मृगस्य मृगयुः पदम् ।**
**नयेत्तथानुमानेन धर्मस्य नृपतिः पदम् ॥३८॥**

---

૩૪,૩૫ મનુ૦ ૭–૬૩, ૭–૬૪. ૩૬ શાંતિપર્વ.
૩૭ મનુ૦ ૮–૧૪. ૩૮ મનુ૦ ૮–૪૪.

જેમ પારધિ લોહીનાં ચિહ્ન વડે મૃગનાં પગલાં શોધી કાઢે છે; તેમ રાજાએ અનુમાનથી ધર્મનું સ્થાન જાણવું. ૩૮

गृहिणः पुत्रिणो मौला क्षत्रविट्शूद्रयोनयः ।
अर्थ्युक्ताः साक्ष्यमर्हन्ति न ये केचिदनापदि ॥३९॥

અર્થીના કહેવાથી ગૃહસ્થો, પુત્રવાળાઓ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર પણ સાક્ષી તરીકે યોગ્ય ગણાય છે; પરંતુ આપત્તિ ન હોય ત્યારે તે કોઈ યોગ્ય ગણાતા નથી. ૩૯

बालवृद्धातुराणां च साक्ष्येषु वदतां मृषा ।
जानीयादस्थिरां वाचमुत्सिक्तमनसान्तथा ॥४०॥

બાળક, વૃદ્ધ, રોગી અને જેનું મન ઠેકાણે ન હોય એવા માણસો સાક્ષી આપતાં જૂઠું બોલે તો તેમનાં વચનો અસ્થિર જાણવાં. ૪૦

समक्षदर्शनात् साक्ष्यं श्रवणाच्चैव सिद्ध्यति ।
तत्र सत्यं ब्रुवन् साक्षी धर्मार्थाभ्यां न हीयते ॥४१॥

નજરે જોઈ શકાય એવા બનાવમાં નજરે જોયાની સાક્ષી જોઈએ અને સાંભળવા યોગ્ય બનાવમાં સાંભળ્યાની સાક્ષી જોઇએ. એવા પ્રસંગમાં સાચું બોલનારો સાક્ષી ધર્મ અને અર્થથી હીન થતો નથી. ૪૧

अनुबन्धं परिज्ञाय देशकालौ च तत्त्वतः ।
सारापराधौ चालोक्य दंडं दंड्येषु पातयेत् ॥४२॥

---

૩૯ થી ૪૨, મનુ૦ ૮–૬૨. ૮–૭૧. ૮–૭૪. ૮–૧૨૬,

અપરાધીનો અપરાધ, દેશ, કાળ વગેરે યથાર્થ જાણીને જે અપરાધીને જે દંડ આપવો યોગ્ય હોય તેને તે પ્રમાણેનો દંડ આપવો. ૪૨

**अधर्मदंडनं लोके यशोघ्नं कीर्तिनाशनम् ।**
**अस्वर्ग्यं च परत्रापि तस्मात्तत् परिवर्जयेत् ॥४३॥**

અધર્મથી દંડ કરનાર મનુષ્યનો યશ અને કીર્તિ આ લોકમાંથી નાશ પામે છે અને પરલોકનું સુખ પણ નાશ પામે છે; તે માટે અધર્મથી દંડ કરવાનું છોડી દેવું.૪૩

**अधर्मतां याति धर्मो यात्यधर्मश्च धर्मताम् ।**
**वधो नाम भवेद्धर्मो नैतद्भवितुमर्हति ॥४४॥**

કોઇ સમયે ધર્મ અધર્મરૂપ થાય છે અને અધર્મ ધર્મરૂપ થાય છે; પરંતુ કોઇ પણ અપરાધમાં ધર્મનો સમાવેશ થઇ શકતો નથી. ૪૪

**क्षन्तव्यं प्रभुणा नित्यं क्षिपतां कार्यिणां नृणाम् ।**
**बालवृद्धातुराणां च कुर्वता हितमात्मनः ॥४५॥**

બાળક, વૃદ્ધ તથા રોગી મનુષ્યો પોતાના કાર્યથી દુઃખી થઇને રાજા ઉપર દોષ મૂકે તો પોતાનું ભલું ઇચ્છનાર રાજાએ તેઓને ક્ષમા આપવી. ૪૫

**यथा सर्वाणि भूतानि धरा धारयते समम् ।**

૪૩ મનુ૦ ૧૨૭. ૪૪ શાંતિ૦ ૨૬૮–૯૫૬૨. ૪૫ મનુ૦ ૮–૩૧૨.

**तथा सर्वाणि भूतानि बिभृते पार्थिव व्रतम् ॥४६॥**

પૃથ્વી જેમ સર્વ પદાર્થોને સમાનભાવે ધારણ કરે છે, તેમ સર્વ પ્રાણીઓનું પાલન કરવું એ રાજાનો ધર્મ છે. ૪૬

**यत्राबलो वध्यमानस्त्रातारं नाधिगच्छति ।**
**महान् दैवकृतस्तत्र दंडः पतति दारुणः ॥४७॥**

જ્યાં નિર્બળ લોકો બીજાથી પીડા પામવા છતાં રાજાની રક્ષા મેળવી ન શકે, ત્યાં દૈવનો દંડ જોરથી પડે છે. ૪૭

**कृपणानाथवृद्धानां यदश्रु परिमार्जति ।**
**हर्षं संजनयन्नृणां स राज्ञो धर्म उच्यते ॥४८॥**

દીન, અનાથ અને વૃદ્ધ, એઓનાં દુઃખથી ઝરતાં અશ્રુને નિવારણ કરવાં તથા તેવા મનુષ્યોના હૃદયમાં હર્ષ ઉપજાવવો, એ રાજાનો ધર્મ કહેવાય છે. ૪૮

**न बिभेति रणाद्यो वै संग्रामेऽप्यपराङ्मुखः ।**
**धर्मयुद्धे मृतो वापि तेन लोकत्रयं जितम् ॥४९॥**

જે રાજા રણાંગણથી બ્હીતો નથી તથા સંગ્રામમાંથી મુખ ફેરવતો નથી તે ધર્મયુદ્ધમાં મરે તોપણ તેણે ત્રણે લોક જીતેલા જાણવા. ૪૯

**न च हन्यात् स्थलारूढं न क्लीबं न कृतांजलिम् ।**
**न मुक्तकेशं नासीन न तवास्मीति वादिनम् ॥५०॥**

---

૪૬ મનુ૦ ૯–૩૧૧. ૪૭ શાંતિપર્વ.
૪૮ શાંતિપર્વ. ૪૯ મહાનિર્વાણ૦ ૮–૬૭. ૫૦ મનુ૦ ૭–૯૧.

**न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुधम् ।**
**नायुध्यमानं पश्यन्तं न परेण समागतम् ॥५१॥**

ભૂમિ પર બેઠેલો, નપુંસક, હાથ જોડીને ઉભેલો, છૂટા કેશવાળો, યુદ્ધ તજીને બેઠેલો, "હું તમારે શરણ છું" એવું કહેનારો, સૂતેલો, કવચ વિનાનો, નગ્ન, હથિયાર વિનાનો, યુદ્ધ નહિ કરનારો, જોવા આવેલો અને જે બીજા સાથે યુદ્ધ કરતો હોય, એટલા મનુષ્યોને રાજાએ હણવા નહિ.

**पुरस्कृत्य बलं राजा योधयेदवलोकयन् ।**
**स्वामिनाधिष्ठितः श्वापि किं न सिंहायते ध्रुवम् ॥५२॥**

રાજાએ વિચાર કરી, સેનાને આગળ કરીને યુદ્ધ કરવું. કેમકે સ્વામીની હુંફ ધરાવનાર કૂતરો પણ સિંહના જેવું આચરણ કરે છે. ૫૨

**नाधर्मेण महीं जेतुं लिप्सेत जगतीपतिः ।**
**अधर्मविजयं लब्ध्वा कोऽनुमन्येत भूमिपः ॥५३॥**

રાજાએ અધર્મથી પૃથ્વીને જીતવાની ઈચ્છા કરવી નહિ. કારણ કે અધર્મથી વિજય મેળવવાથી રાજાઓમાં માન મળતું નથી. ૫૩



---

૫૧ મનુ૦ ૯૨. ૫૨ હિત૦ ૫૭૬. ૫૩ શાંતિપર્વ.

# अध्याय १६ मो–सदाचार

दुराचारा दुर्विचेष्टा दुष्प्रज्ञाः प्रियसाहसाः ।
असन्तस्त्विति विख्याताः सन्तश्चाचारलक्षणाः ॥१॥

દુરાચારી, ખોટાં કામ કરનારા, ખોટી બુદ્ધિવાળા અને સાહસમાં પ્રેમી મનુષ્યો અસાધુ કહેવાય છે અને સદાચાર એ સાધુ પુરુષોનું લક્ષણ છે. ૧

आचाराल्लभते चायुराचाराल्लभते श्रियम् ।
आचाराल्लभते कीर्तिं पुरुषः प्रेत्य चेह च ॥२॥

સદાચારથી આયુષ્ય વધે છે; સદાચારથી લક્ષ્મી વધે છે અને સદાચારથી પુરુષ આ લોક તથા પરલોકમાં કીર્તિ પામે છે.

दृष्टिपूतं न्यसेत् पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्यपूतां वदेत् वाचं मनःपूतं समाचरेत् ॥३॥

દૃષ્ટિથી જોઇને પગ મૂકવો; વસ્ત્રથી ગાળીને પાણી પીવું; સત્યપૂર્વક વાણી વદવી અને વિચારપૂર્વક સદાચરણ કરવું.

वाक्‌संयमो हि नृपते सुदुष्करतमो मतः ।
अर्थवच्च विचित्रं च न शक्यं बहु भाषितुम् ॥४॥

વાણીનો સંયમ રાખવો બહુજ કઠિન છે અને અર્થ-

---

૧ શાંતિ૰ ૧૯૩–૭૮૩૩. ૨ અનુશાસન૰ ૧૦૪–૪૯૫૯.
૩ મનુ૰ ૬–૪૬.

યુક્ત તથા વિચિત્રતાવાળું ઘણું ભાષણ કરવું એ શક્ય નથી.

**अभ्यावहति कल्याणं विविधं वाक् सुभाषिता ।**
**सैव दुर्भाषिता राजन्ननर्थायोपपद्यते ॥५॥**

સુભાષિત વાણી વિવિધ કલ્યાણને આપનારી છે અને તેજ વાણી દુર્વચનયુક્ત હોય તો અનર્થ આપનારી છે. ૫

**अनाहूतो विशेद्यस्तु अपृष्टो बहु भाषते ।**
**आत्मानं मन्यते प्रीतिः भूपालस्य स दुर्मतिः ॥६॥**

જે બોલાવ્યા વિના જાય અને પૂછયા વિના ઘણું બોલે, તે પોતાને રાજાનો પ્રિય માને તો તે કુબુદ્ધિવાળો છે. ૬

**आपद्युन्मार्गगमने कार्यकालात्ययेषु च ।**
**कल्याणवचनं ब्रूयादपृष्टोऽपि हितं नरः ॥७॥**

આપત્તિને લીધે કોઇ ઉલટે રસ્તે જતું હોય અથવા કાર્યનો સમય વીતી જતો રહેતો હોય ત્યારે પૂછયા વિના પણ હિતકારી વચન કહેવું. ૭

**हास्यवस्तुषु चापास्य वर्त्तमानेषु केषुचित् ।**
**नातिगाढं प्रहृष्येत न चाप्युन्मत्तद्धसेत् ॥८॥**
**न चातिधैर्येण चरेत् गुरुतां हि व्रजेत्तथा ।**
**स्मितन्तु मृदुपूर्वेण दर्शयेदप्रमादजम् ॥९॥**

હસવાના પ્રસંગે પણ વધારે હસવું નહિ; હર્ષના પ્રસંગે પણ ગાંડાની પેઠે હસવું નહિ. વળી એવા પ્રસંગે અતિ

---

૬ હિત ૩૦૯. ૭ હિત૦ ૩૧૯. ૮,૯ વિરાટ ૪-૩૭.

ધૈર્ય રાખવું નહિ તેમ અતિ ગંભીરતા પણ રાખવી નહિ; પરંતુ સાવચેતીપૂર્વક કોમળ હાસ્ય કરવું. ૮,૯

**ब्राह्मे मुहूर्त्ते विध्येत धर्मार्थौ चानुचिन्तयेत् ।**
**उत्थायाचम्य तिष्ठेत पूर्वां संध्यां कृतांजलिः ।**
**एवमेवापरां संध्यां समुपासीत वाग्यतः ॥१०॥**

બ્રાહ્મ મુહૂર્તમાં એટલે પાછલી રાત્રે જાગીને ધર્મ તથા અર્થનું ચિંતન કરવું; પછી ઉઠીને આચમન કરવું અને પછી શૌચસ્નાનાદિથી પરવારીને હાથ જોડીને ભાવભરી વાણીસહિત પ્રાતઃસંધ્યા કરવી અને એ પ્રમાણે બીજી સંધ્યાઓ પણ કરવી. ૧૦

**अनायुष्यं दिवा स्वप्नं तथाभ्युदितशायिता ।**
**प्रगे निशामाशु तथा ये चोच्छिष्टाः स्वपन्ति वै ॥११॥**

દિવસે નિદ્રા લેવાથી અને દિવસ ઉગતાં સુધી સૂઇ રહેવાથી આયુષ્યનો ક્ષય થાય છે; તેમજ પાછલી રાત્રે સૂવું અને રાત્રે અપવિત્ર થઇને સૂવું એ પણ નિષિદ્ધ છે. ૧૧

**प्रसाधनं स केशानामंजनं दन्तधावनम् ।**
**पूर्वाह्न एव कार्याणि देवतानां च पूजनम् ॥१२॥**

વાળ હોળવા, આંખોમાં અંજન આંજવું, દાતણ કરવું તથા દેવપૂજન કરવું;એ કાર્ય દિવસે પહેલા પહોરમાંજ કરવાં.

---

૧૦ અનુશાસન૦ ૧૦૪–૪૯૬૦. ૧૧ અનુશાસન૦ ૧૦૪–૪૯૬૦. ૧૨ અનુશાસન ૧૦૪–૫૦૯૪.

नैकवस्त्रेण भोक्तव्यं न नग्नं स्नातुमर्हति ।
सुप्तव्यं नैव नग्नेन चोच्छिष्टोऽपि संविशेत् ।
भूमौ सदैव नाश्नीयान्नानासीनो न शब्दवत् ॥१३॥

એક વસ્ત્ર પહેરીને ભોજન કરવું નહિ; નગ્ન થઇને સ્નાન કરવું નહિ; નગ્ન અને અપવિત્ર શરીરે સૂવું નહિ; ભૂમિ પર મૂકીને ભોજન કરવું નહિ તેમજ ઉભા ઉભા અથવા શબ્દ કરતાં ખાવું નહિ. ૧૩

उपानहौ च वस्त्रं च धृतमन्यैर्न धारयेत् ।
ब्रह्मचारी च नित्यं स्यात् पादं पादेन नाक्रमेत् ।
अन्यस्य चाप्यवस्नातं दूरतः परिवर्जयेत् ॥१४॥

બીજાનાં પહેરેલાં પગરખાં અથવા વસ્ત્ર પહેરવાં નહિ; નિત્ય બ્રહ્મચારી રહેવું, પગ પર પગ ચઢાવવો નહિ તથા બીજાને નાહતાં વધેલા પાણીનો ઉપયોગ કરવો નહિ.૧૪

दूरादवसथान्मूत्रं दूरात् पादावसेचनम् ।
उच्छिष्टोत्सर्जनं चैव दूरे कार्यं हितैषिणा ॥१५॥

પોતાનું શુભ ઇચ્છનારે મૂત્રત્યાગનું, પગ ધોવાનું અને એઠું નાખવાનું, એ કાર્યો રહેઠાણથી છેટે કરવાં. ૧૫

नाप्सु मूत्रं पुरीषं वा ष्ठीवनं वा समुत्सृजेत् ।
अमेध्यलिप्तमन्यद्वा लोहितं वा विषाणि वा ॥१६॥

---

૧૩ અનુશાસન૦ ૧૦૪–૫૦૩૭. ૧૪ અનુશાસન૦ ૧–૪–૪૯૮૨. ૧૫ અનુશાસન ૧૦૪–૫૦૩૬. ૧૬ મનુ૦ ૪–૫૬.

જળાશયમાં મૂત્ર, વિષ્ઠા અથવા બળખા નાખવાં કે ધોવાં નહિ; તેમજ મળમૂત્રવાળું વસ્ત્ર, રક્ત તેમજ કોઇ પ્રકારનું વિષ પણ જળાશયમાં નાખવું કે ધોવું નહિ. ૧૬

**मत्तक्रुद्धातुराणां च न भुंजीत कदाचन ।**
**केशकीटावपन्नं च पदा स्पृष्टं च कामतः ॥१७॥**

ગાંડા, ક્રોધી અને રોગી એવાને ત્યાં કદી પણ ભોજન કરવું નહિ; તેમજ વાળ તથા જીવાતવાળું અને જાણી જોઇને પગથી ઠોકર મારેલા અન્નનું ભોજન કરવું નહિ. ૧૭

**नोच्छिष्टं कस्यचिद्दद्यान्नाद्याच्चैव तथान्तरा ।**
**न चैवाध्यशनं कुर्यान्न चोच्छिष्टः क्वचिद् व्रजेत् ॥१८॥**

કોઈને એઠું અન્ન આપવું નહિ; ભોજનના બે સમયની વચમાં ભોજન કરવું નહિ; ઘણું ભોજન કરવું નહિ અને એઠા મુખે કોઈ ઠેકાણે જવું નહિ. ૧૮

**रजसाभिप्लुतां नारीं नरस्य ह्युपगच्छतः ।**
**प्रज्ञा तेजो बलं चक्षुरायुश्चैव प्रहीयते ॥१९॥**

જે પુરુષ રજસ્વલા નારી સાથે સમાગમ કરે છે તેનાં બુદ્ધિ, તેજ, બળ, ચક્ષુ અને આયુષ્ય ક્ષીણ થાય છે. ૧૯

**अनातुरः स्वानि खानि न स्पृशेदनिमित्ततः ।**
**रोमाणि च रहस्यानि सर्वाण्येव विवर्जयेत् ॥२०॥**

---

૧૭ મનુ૦ ૪-૨૦૭. ૧૮ મનુ૦ ૨-૫૬.
૧૯ મનુ૦ ૪-૪૧. ૨૦ મનુ૦ ૪-૧૪૪.

રોગ વિનાના પુરુષે વિના કારણે પોતાનાં રૂવાડાં તેમજ ગુપ્ત સ્થાનોને સ્પર્શ કરવો નહિ. ૨૦

**विरले शयनं वासं त्यजेत् प्राज्ञः परस्त्रिया: ।**
**अयुक्तभाषणं चैव स्त्रियः शौर्यं न दर्शयेत् ॥२१॥**

બુદ્ધિમાન પુરુષે પરસ્ત્રી સાથે એકાંતમાં સૂવાનું તથા રહેવાનું રાખવું નહિ; તેમજ સ્ત્રીઓ સાથે અયોગ્ય ભાષણ કરવું નહિ અને તેમને પોતાનું પરાક્રમ દેખાડવું નહિ. ૨૧

**औद्धत्यं परिहासं च तर्जनं बहुभाषणम् ।**
**पित्रोरग्रे न कुर्वीत यदीच्छेदात्मनो हितम् ॥२२॥**

પોતાનું હિત ઇચ્છનારે ઉદ્ધતપણું, ઉપહાસ (મશ્કરી), ધમકી આપવી અને બહુ બોલવું, એવું વર્તન વડીલો આગળ કરવું નહિ. ૨૨

**गुरूणां चैव निर्बन्धो न कर्त्तव्यः कदाचन ।**
**अनुमान्यः प्रसाद्यश्च गुरुः क्रुद्धो युधिष्ठर ॥२३॥**

હે યુધિષ્ઠર ! મોટાઓ સાથે કદી પણ હઠ કરવી નહિ અને તેઓ ક્રોધ કરે તોપણ નમ્રતાથી તેમને પ્રસન્ન કરવા. ૨૩

**अभिवन्देत वृद्धांश्च दद्याच्चैवासनं स्वयम् ।**
**कृतांजलिरुपासीत गच्छन्तं पृष्ठतोऽन्वियात् ॥२४॥**

વૃદ્ધ મનુષ્યો ઘરમાં આવે કે તરતજ તેમને નમન કરીને

---

૨૧ મહાનિર્વાણ૦ ૮-૪૧. ૨૨ મહાનિર્વાણ૦ ૮-૩૦. ૨૩ અનુશાસન૦ ૧૦૪-૫૦૩૫. ૨૪ અનુશાસન૦ ૧૦૪-૫૦૨૦.

જાતે આસન આપવું તથા હાથ જોડીને પાસે બેસવું અને જાય ત્યારે તેમની પાછળ વળાવવા જવું. ૨૪

**विनीतैस्तु व्रजेन्नित्यमाशुगैर्लक्षणान्वितैः ।**

**वर्णरूपोपसम्पन्नैः प्रतोदेनातुदन् भृशम् ॥२५॥**

કેળવાયલો, ઝડપથી ચાલનારો અને સારાં લક્ષણવાળો તથા વર્ણ અને ઉંચાઇમાં સારો હોય તેવા ઘોડા પર બેસવું; અને તેને ચાબુક મારવી નહિ. ૨૫

**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।**

**तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोऽवधीत् ॥२६॥**

જે મનુષ્ય ધર્મને હણે છે—ચૂકે છે તેને ધર્મ પણ હણે છે; અને જે ધર્મની રક્ષા કરે છે તેની ધર્મ પણ રક્ષા કરે છે. માટે ધર્મ આપણો નાશ ન કરે તે સારૂ આપણે પણ ધર્મને હણવો યોગ્ય નથી. ૨૬



---

૨૫, ૨૬ મનુ૦ ૪-૬૮. ૮-૧૫.

## अध्याय १७ मो×

## વિવિધ વચન

ब्रह्मनिष्ठो गृहस्थः स्यात् तत्त्वज्ञानपरायणः ।
यद्यत्कर्म प्रकुर्वीत तद् ब्रह्मणि समर्पयेत् ॥१॥

ગૃહસ્થ મનુષ્યે બ્રહ્મનિષ્ઠ તથા તત્ત્વજ્ઞાનપરાયણ થવું અને જે જે કર્મ કરવામાં આવે તે બ્રહ્મને અર્પણ કરવાં. ૧

स्त्रीभिर्भर्तृवचः कार्यमेष धर्मः परः स्त्रियः ।
सद्वृत्ताचारिणीं पत्नीं त्यक्त्वा पतति धर्मतः ॥२॥

સ્ત્રીએ પોતાના પતિની આજ્ઞાનુસાર વર્તવું, એ તેમનો પરમ ધર્મ છે; અને જે પતિ સારા આચરણવાળી સ્ત્રીનો ત્યાગ કરે છે તે ધર્મથી ભ્રષ્ટ થાય છે. ૨

अज्ञातपतिमर्यादामज्ञातपतिसेवनाम् ।
नोद्वाहयेत् पिता बालामज्ञातधर्मशासनाम् ॥३॥

કન્યા જ્યાંસુધી પોતાના સ્વામીની મર્યાદાથી અજાણી હોય; પતિસેવાથી અજાણી હોય તથા ધર્મની આજ્ઞાઓથી

---

× સ્વર્ગસ્થ શ્રીયુત નારાયણ હેમચંદ્રે પ્રકટ કરેલા "બ્રાહ્મધર્મ" નામના પુસ્તકના દ્વિતીય ખંડમાંના ઘણાખરા શ્લોક આ પુસ્તકમાં આવી જવા ઉપરાંત જે થોડા શ્લોક રહેલા તે પણ ઉપયોગી સમજી આ અધ્યાય વધારી લઈ તેમાં આપ્યા છે.

૧ મહાનિર્વાણતંત્ર ૮-૨૨. મહાનિર્વાણતંત્ર.

અજાણી હોય ત્યાંસુધી પિતાએ તેનો વિવાહ કરવો નહિ. ૩

**मौनान्न स मुनिर्भूयान्नारण्यवसनान्मुनिः ।**
**स्वलक्षणन्तु यो वेद स मुनिः श्रेष्ठ उच्यते ॥४॥**

પુરુષ વાણીનું મૌન રાખવાથી મુનિ થતો નથી, તેમ અરણ્યમાં રહેવાથી મુનિ થતો નથી; પરંતુ જે પોતાનાં લક્ષણોને સારી રીતે જાણે છે તેજ શ્રેષ્ઠ મુનિ કહેવાય છે.૪

**युवैव धर्मशीलः स्यादानित्यं खलु जीवितम् ।**
**को हि जानाति कस्याद्य मृत्युकालो भविष्यति ॥५॥**

યુવાવસ્થાથીજ ધર્મપરાયણ થવું જોઈએ; કેમકે આખું જીવન અનિત્ય છે. કોણ જાણે છે કે આજે કોનું મૃત્યુ થશે ?

**यस्य वाङ्मनसी स्यातां सम्यक् प्रणिहिते सदा ।**
**तपस्त्यागश्च सत्यं च सर्वं परमवाप्नुयात् ॥६॥**

જેનાં મન અને વાણી સર્વદા સારી રીતે વશ હોય અને જે તપ, દાન તથા સત્યનું પાલન કરે છે તેવાજ સર્વ મનુષ્યો પરમ પદને પ્રાપ્ત થાય છે. ૬

**धर्मे नित्यः प्रशान्तात्मा कार्ययोगवहः सदा ।**
**नाधर्मे कुरुते बुद्धिं न च पापे प्रवर्त्तते ॥७॥**

જે શાંતિવાળો પુરુષ સદા ધર્મનો આશ્રય કરીને સર્વ કાર્ય કરે છે, તે અધર્મમાં મન રાખતો નથી તેમજ

---

૪ ઉદ્યોગ૦ ૪૩–૬૮૧. ૫ શાંતિ૦ ૧૭૫–૬૫૩૭. ૬ શાંતિ૦ ૧૭૫–૬૫૮.

પાપમાં પ્રવૃત્ત થતો નથી. ૭

**प्राप्य चाप्युत्तमं जन्म लब्ध्वा चेन्द्रियसौष्ठवम् ।**
**न वेत्त्यात्महितं यस्तु स भवेदात्मघातकः ॥८॥**

ઉત્તમ મનુષ્યજન્મને અને સુંદર ઇંદ્રિયોને પામીને જે મનુષ્યે આત્મહિત જાણ્યું નહિ, તે આત્મઘાતી થાય છે.

**अद्भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति ।**
**विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति ॥९॥**

પાણી વડે અંગો શુદ્ધ થાય છે; સત્ય વડે મન શુદ્ધ થાય છે; વિદ્યા અને તપ વડે પ્રાણીઓનો આત્મા શુદ્ધ થાય છે અને જ્ઞાન વડે બુદ્ધિ શુદ્ધ થાય છે. ૯

**प्रियो भवति दानेन प्रियवादेन चापरः ।**
**अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥१०॥**

કોઈ દાનથી પ્રિય થાય છે અને કોઈ મિષ્ટ વચનોથી પ્રિય થાય છે; પરંતુ અપ્રિય અને હિતકારક વચનના કહેનાર અને સાંભળનાર દુર્લભ છે. ૧૦

**यथाश्रुतं यथादृष्टं सर्वमेवाञ्जसा वद ।**
**सत्येन पूयते साक्षी धर्मः सत्येन रक्ष्यते ॥११॥**

જેવું સાંભળ્યું અને જોયું હોય તેવું જ ખરેખરૂં સર્વ કહેવું; કેમકે સત્ય કહેવાથી સાક્ષી પવિત્ર થાય છે અને ધર્મની રક્ષા થાય છે. ૧૧

---

૯ મનુ૦ ૫-૧૦૯.

यस्य विद्वान् हि वदतः क्षेत्रज्ञो नाभिशंकते ।
तस्मान्न देवाः श्रेयांसं लोकेऽन्यं पुरुषं विदुः ॥१२॥

જેના વચનમાં વિદ્વાન આત્મા શંકા ન પામે તેના જેવો શ્રેષ્ઠ પુરુષ દેવતાઓ પણ આ લોકમાં બીજાને માનતા નથી.

अक्रोधेन जयेत् क्रोधमसाधुं साधुना जयेत् ।
जयेत् कदर्यं दानेन जयेत् सत्येन चानृतम् ॥१३॥

અક્રોધ વડે ક્રોધનો જય કરવો; સાધુતા વડે અસાધુતાનો જય કરવો; દાન વડે કંજુસાઇનો જય કરવો અને સત્ય વડે અસત્યનો જય કરવો. ૧૩

कुशलः सुखदुःखेषु साधूंश्चाप्युपसेवते ।
सत्यसाधुसमारम्भात् बुद्धिर्धर्मेषु राजते ॥१४॥

જે મનુષ્ય સુખદુઃખ સહેવામાં કુશળ છે અને સાધુ પુરુષોની સેવા કરે છે તેની બુદ્ધિ સત્યપાલન અને સારા આચરણને લીધે ધર્મમાં સ્થિર થાય છે. ૧૪

यस्तु निःश्रेयसं वाक्यं मोहान्न प्रतिपद्यते ।
स दीर्घसूत्री हीनार्थः पश्चात्तापेन युज्यते ॥१५॥

પોતાનું કલ્યાણ કરે એવા વચનને જે મોહને લીધે ગ્રહણ કરતો નથી, તે દીર્ઘસૂત્રી પુરુષાર્થથી ભ્રષ્ટ થઈને છેવટે પશ્ચાત્તાપ કરે છે. ૧૫

सतां मतमतिक्रम्य योऽसतां वर्त्तते मते ।
शोचन्ते व्यसने तस्य सुहृदो न चिरादिव ॥१६॥

સાધુ જનોના અભિપ્રાયને ન માનતાં અસાધુઓના મત પ્રમાણે જે મનુષ્ય વર્તે છે, તેના મિત્રો તેને દુઃખમાં પડેલો જોઈને ઘણો સમય શોક કરતા નથી. ૧૬

**पात्रस्य हि विशेषेण श्रद्दधानस्तथैव च।**
**अल्पं वा बहु वा प्रेत्य दानस्यावाप्यते फलम् ॥१७॥**

દાન આપનારો મનુષ્ય જેવી શ્રદ્ધાથી અને જેવા મનુષ્ય વિશેષને તથા પોતાની શક્તિના પ્રમાણમાં થોડું અથવા ઘણું દાન આપે છે; તેવુંજ અને તેટલુંજ ફળ પરલોકમાં પામે છે.

**दानान्न दुष्करं तात पृथिव्यामस्ति किञ्चन।**
**अर्थे च महती तृष्णा स च दुःखेन लभ्यते ॥१८॥**

હે ભાઇ! આ પૃથ્વીમાં દાનના જેવું બીજુ કોઇ કઠિન કાર્ય નથી. કારણકે લોકોને ધનની તૃષ્ણા મોટી હોય છે અને તે દુઃખથી મેળવી શકાય છે. ૧૮

**न्यायोपार्जितवित्तेन कर्त्तव्यं ज्ञानरक्षणम्।**
**अन्यायेन तु यो जीवेत् सर्वधर्मबहिष्कृतः॥१९॥**

ન્યાયથી મેળવેલા ધનનું જ્ઞાન વડે રક્ષણ કરવું. અન્યાયથી મેળવેલા ધન વડે જે પુરુષ જીવન ગાળે છે તે સર્વ ધર્મોથી ભ્રષ્ટ થાય છે. ૧૯

**शक्त्यान्नदानं सततं तितिक्षा धर्मनित्यता।**
**यथार्हं प्रतिपूजा च सर्वभूतेषु वै सदा ॥२०॥**

શક્તિ પ્રમાણે નિરંતર દાન આપવું, સર્વદા સહન-

શીલ થવું, ધર્મનું નિત્ય અનુષ્ઠાન કરવું અને સદાકાળ સર્વ પ્રાણીઓને યથાયોગ્ય માન આપવું. ૨૦

**अन्नदः सुखमाप्नोति सुतृप्तः सर्ववस्तुषु ।**
**भूमिदानात् परं नास्ति विद्यादानं ततोऽधिकम् ॥२१॥**

સર્વ વસ્તુઓમાં પણ જે અન્નનું દાન કરનારો છે તે તૃપ્ત થઈને સુખ પામે છે. ભૂમિદાનના જેવું બીજું દાન નથી અને વિદ્યાદાન તો તેથી પણ અધિક છે. ૨૧

**औषधं पथ्यमाहारं स्नेहाभ्यङ्गं प्रतिश्रयम् ।**
**दानान्येतानि देयानि ह्यन्यानि च विशेषतः ।**
**दीनान्धकृपणादिभ्यः श्रेयस्कामेन धीमता ॥२२॥**

પોતાનું કલ્યાણ ઇચ્છનારા બુદ્ધિમાન પુરુષે દીન, આંધળા અને દયાપાત્ર મનુષ્યોને ઔષધ, પથ્ય ભોજન, તેલ ચોળીને સ્નાન કરવાનું તથા રહેવાનું સ્થાન એટલાં દાન દેવાં અને બીજાં વિશેષ દાન પણ આપવાં. ૨૨

**शक्तः परजने दाता स्वजने दुःखजीविनि ।**
**मध्वापातो विषास्वादः स धर्मप्रतिरूपकः ॥२३॥**

પોતાનાં માણસો દુઃખમાં જીવન ગાળતાં હોય છતાં જે પારકાં માણસોને દાન આપે છે તે પુરુષ ધર્મનો શત્રુ ગણાય છે. કારણ કે તેનું દાન મદ્યપાનની પેઠે સ્વાદિષ્ટ છતાં પરિણામે વિષના જેવું દુઃખદાયક થાય છે. ૨૩

**क्रोधः सुदुर्जयः शत्रुर्लोभो व्याधिरनन्तकः ।**

सर्वभूतहितः साधुरसाधुर्निर्दयः स्मृतः ॥२४॥

ક્રોધ એ કઠિનતાથી જીતી શકાય એવો શત્રુ છે. લોભ એ મટે નહિ એવો વ્યાધિ છે. જે પુરુષ સર્વ પ્રાણીઓનું હિત કરે તે સાધુ છે અને જે નિર્દય છે તે અસાધુ કહેવાય છે. ૨૪

मित्रध्रुक् दुष्टभावश्च नास्तिकोऽथानृजुः शठः ।
गुणवन्तश्च यो द्वेष्टि तमाहुः पुरुषाधमम् ॥२५॥

જે મિત્રનો દ્રોહ કરનાર, દુષ્ટ સ્વભાવવાળો, નાસ્તિક, કુટિલ, શઠ અને ગુણવાનનો દ્વેષ કરનાર છે તે પુરુષને અધમ કહ્યો છે. ૨૫

ह्रीमान् हि पापं प्रद्वेष्टि तस्य श्रीरभिवर्द्धते ।
ह्रीर्हता बाधते धर्मं धर्मो हन्ति हतः श्रियम् ॥२६॥

જે લજ્જાવાન મનુષ્ય પાપ કરતો નથી તેની લક્ષ્મી વૃદ્ધિ પામે છે; લજ્જાનો નાશ થવાથી ધર્મની હાનિ થાય છે અને ધર્મની હાનિ થવાથી લક્ષ્મીનો નાશ થાય છે. ૨૬

अनसूयः कृतज्ञश्च कल्याणानि च सेवते ।
सुखानि धर्ममर्थञ्च स्वर्गञ्च लभते नरः ॥२७॥

જે મનુષ્ય ઈર્ષ્યા વિનાનો, કરેલા ઉપકારને જાણનારો તથા કલ્યાણને સેવનારો હોય છે; તે સુખ, ધર્મ, અર્થ તથા સ્વર્ગને પામે છે. ૨૭

यथैवात्मा परस्तद्वत् द्रष्टव्यः शुभमिच्छता ।
सुखदुःखानि तुल्यानि यथात्मनि तथा परे ॥२८॥

શુભને ઇચ્છનારા મનુષ્યો જેવું "પોતાનું તેવુંજ પારકુ" એમ જુએ છે. કેમકે સુખ અને દુઃખથી જેવી લાગણી પોતાને થાય, તેવીજ લાગણી બીજાને પણ થાય છે એમ તે સમજે છે. ૨૮

**अन्यान् परिवदन् साधुर्यथा हि परितप्यते ।**
**तथा परिवदन्नयांस्तुष्टो भवति दुर्जनः ॥२९॥**

બીજાને કુવચન કહ્યાથી સાધુ પુરુષ જેમ સંતાપ પામે છે; તેમ બીજાને કુવચન કહીને દુર્જન સંતોષ પામે છે. ૨૯

**बहवोऽविनयाभ्रष्टा राजानः सपरिच्छदाः ।**
**वनस्था अपि राज्यानि विनयात् प्रतिपेदिरे ॥३०॥**

ઉદ્ધતપણાને લીધે વિવિધ સાધનોવાળા ઘણા રાજાઓ પણ વિનાશ પામ્યા છે અને વનમાં રહેનારા ઘણા માણસોએ વિનય(નમ્રતા)ના ગુણ વડે રાજ્ય પણ મેળવ્યાં છે. ૩૦

**यत्कर्मकुर्वतोऽस्य स्यात्परितोषोऽन्तरात्मनः ।**
**तत् प्रयत्नेन कुर्वीत विपरीतन्तु वर्जयेत् ॥३१॥**

જે કરવાથી પોતાના અંતરાત્માને સંતોષ થાય તે કર્મ પ્રયત્નપૂર્વક કરવું અને જે કરવાથી સંતાપ થાય તે કર્મનો ત્યાગ કરવો. ૩૧

**धर्मं कार्यं यतन् शक्त्या न चेत् प्राप्नोति मानवः ।**
**प्राप्तो भवति तत् पुण्यमत्र मे नास्ति संशयः ॥३२॥**

શક્તિ પ્રમાણે ધર્મકાર્ય કરવાનો પ્રયત્ન કરવા છતાં તે

સંપૂર્ણ ન થાય તોપણ તેને પુણ્ય થાય છે એમાં સંશય નથી.

**इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ।**
**संयमे यत्नमातिष्ठेत् विद्वान् यन्तेव वाजिनाम् ॥३३॥**

ઘોડાને જેમ સારથિ વશ રાખે છે; તેમ વિષયોમાં ખેંચી જનારી ઇંદ્રિયોને વિદ્વાન પુરુષે સંયમમાં રાખવા યત્ન કરવો જોઈએ. ૩૩

**न तथैतानि शक्यन्ते संनियन्तुमसेवया ।**
**विषयेषु प्रजुष्टानि यथा ज्ञानेन नित्यशः ॥३४॥**

જેમ જ્ઞાને કરીને વિષયોમાં જોડાયલી ઇંદ્રિયો જીતાય છે, તેમ વિષયોનો ત્યાગ કરવાથી જીતાતી નથી. ૩૪

**अविद्वांसमलं लोके विद्वांसमपि वा पुनः ।**
**प्रमदा ह्युत्पथं नेतुं कामक्रोधवशानुगम् ॥३५॥**

કામ તથા ક્રોધને આધીન થયેલા પુરુષોને આ જગતમાં વિદ્વાન હોય અથવા અવિદ્વાન હોય, તોપણ તેમને ખોટા રસ્તા પર લઇ જવાને સ્ત્રીઓ સમર્થ થાય છે. ૩૫

**वशे कृत्वेन्द्रियग्रामं संयम्य च मनस्तथा ।**
**सर्वान् संसाधयेदर्थानाक्षिपन् योगतस्तनुम् ॥३६॥**

સર્વ ઇંદ્રિયોને વશ કરીને, મન નિયમમાં રાખીને તથા યોગ વડે શરીર શુદ્ધ કરીને સર્વ અર્થોનું સાધન કરવું. ૩૬

**यदा न कुरुते पापं सर्वभूतेषु कर्हिचित् ।**
**कर्मणा मनसा वाचा ब्रह्म सम्पद्यते तदा ॥३७॥**

જ્યારે મનુષ્ય કોઇ પણ પ્રાણીના પ્રત્યે કર્મથી, મનથી અને વાણીથી પાપાચરણ કરતો નથી, ત્યારે તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૩૭

**पुण्यं कुर्वन् पुण्यकीर्तिः पुण्यस्थानं स गच्छति ।**
**पुण्यं प्राणान् धारयति पुण्यं प्राणदमुच्यते ॥३८॥**

પુણ્ય કર્મ કરનારો અને ઉત્તમ કીર્તિવાળો પુરુષ પુણ્યલોકમાં જાય છે અને ઉત્તમ પ્રાણને ધારણ કરે છે; માટે પુણ્ય એ પ્રાણને આપનારૂં કહેવાય છે. ૩૮

**पापं चिन्तयते चैव ब्रवीति च करोति च ।**
**तस्याधर्मे प्रविष्टस्य गुणा नश्यन्ति साधवः ॥३९॥**

જે માણસ પાપનું ચિંતન કરે છે, પાપની વાર્તા કરે છે અને પાપનું કર્મ કરે છે તે અધર્મમાં પ્રવૃત્ત થયેલા માણસના સદ્‌ગુણો નાશ પામે છે.૩૯

**ये पापानि न कुर्वन्ति मनोवाक्कर्मबुद्धिभिः ।**
**ते तपन्ति महात्मानो न शरीरस्य शोषणम् ॥४०॥**

જેઓ મન, વાણી, કર્મ અને બુદ્ધિથી પાપકર્મ કરતા નથી તેવા મહાત્માઓજ ખરૂં તપ કરે છે; માત્ર શરીરનું શોષણ કરે છે તેઓ નહિ. ૪૦

**प्राज्ञो धर्मेण रमते धर्मं चैवोपजीवति ।**
**धर्मात्मा भवति ह्येवं चित्तञ्चास्य प्रसीदति ॥४१॥**

બુદ્ધિવાન મનુષ્ય ધર્મમાં પ્રીતિવાન હોય છે, ધર્મથીજ

જીવે છે અને ધર્માત્મા થાય છે; તથા ધર્મમાંજ તેનું ચિત્ત પ્રસન્ન રહે છે.

**यस्यात्मा विरतः पापात् कल्याणे च निवेशितः ।**
**तेन सर्वमिदं बुद्धं प्रकृतिर्विकृतिश्च या ॥४२॥**

જેનો આત્મા પાપથી નિવૃત્ત થયેલો છે અને શુભ કાર્યમાં જોડાયલો છે, તે પુરુષજ આ જગતમાં સ્વભાવને અને વિકારને જાણે છે. ૪૨

**प्रज्ञा चक्षुर्नर इह दोषान्नैवानुरुध्यते ।**
**विरज्यते यथाकामं न च धर्मं विमुञ्चति ॥४३॥**

જે મનુષ્યનું બુદ્ધિરૂપી નેત્ર ખુલેલું છે તે આ જગતમાં કોઇ પણ દોષથી બંધાતો નથી. ઇચ્છા હોય તેનો તે ત્યાગ કરે છે; પણ ધર્મનો ત્યાગ કરતો નથી. ૪૩

**वार्यमाणोऽपि पापेभ्यः पापात्मा पापमिच्छति ।**
**चोद्यमानोऽपि पापेन शुभात्मा शुभमिच्छति ॥४४॥**

પાપમાંથી વારવા છતાં પણ પાપી માણસ પાપની ઈચ્છા કરે છે અને પાપમાં જોડાવા છતાં પણ સારો પુરુષ શુભનેજ ઈચ્છે છે. ૪૪

**निषेवते प्रशस्तानि निन्दितानि न सेवते ।**
**अनास्तिकः श्रद्दधान एतत्पण्डितलक्षणम् ॥४५॥**

જે મનુષ્ય ઉત્તમ ધર્મનું પાલન કરે છે, નિંદા કરવા યોગ્ય આચરણ કરતો નથી; આસ્તિક છે અને શ્રદ્ધાવાન છે;

તેજ પંડિતનાં લક્ષણવાળો છે. ૪૫

**शुभाशुभफलं कर्म मनोवाग्देहसंभवम् ।**
**कर्मजा गतयो नृणामुत्तमाधममध्यमाः ॥४६॥**

મન, વાણી અને શરીરથી થયેલાં કર્મો વડેજ શુભ અને અશુભ ફળ ઉપજતાં હોવાથી મનુષ્યની ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ ગતિ તેનાં તેવાં કર્મો વડેજ થાય છે. ૪૬

**परद्रव्येष्वभिध्यानं मनसाऽनिष्टचिन्तनम् ।**
**वितथाभिनिवेशश्च त्रिविधं कर्म मानसम् ॥४७॥**

પરાયા દ્રવ્યની લાલચ, મનથી અશુભ ચિંતન અને અયોગ્ય આગ્રહ, એ ત્રણે પ્રકારનાં માનસિક પાપકર્મ છે.

**पारुष्यमनृतश्चैव पैशुन्यश्चापि सर्वशः ।**
**असम्बद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥४८॥**

કઠોર વચન, અસત્ય ભાષણ, પરાયાં છિદ્ર જોવાં, ચાડિયાપણું અને સંબંધ વિનાનું બોલવું, એ ચાર પ્રકારનાં પાપ વાણીથી થાય છે. ૪૮

**अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ।**
**परदारोपसेवा च शरीरं त्रिविधं स्मृतम् ॥४९॥**

નહિ આપેલી વસ્તુ પરાણે લેવી, વિધિરહિત હિંસા અને પરસ્ત્રીનું સેવન, એ ત્રણ પ્રકારનાં શારીરિક પાપ છે. ૪૯

**त्रिदण्डमेतन्निक्षिप्य सर्वभूतेषु मानवः ।**
**कामक्रोधौ तु संयम्य ततः सिद्धिं नियच्छति ॥५०॥**

સર્વ પ્રાણીના હિતને માટે મન, વાણી અને શરીર, એ ત્રણને (ઉપર કહેલાં) પાપથી રોકવારૂપી ત્રિદંડને ધારણ કરીને તથા કામ અને ક્રોધને સંયમમાં રાખીને મનુષ્ય સિદ્ધિને પ્રાપ્ત થાય છે. ૫૦

**कृत्वा पापं हि सन्तप्य तस्मात् पापात् प्रमुच्यते ।**
**नैवं कुर्यां पुनरिति निवृत्त्या पूयते तु सः ॥५१॥**

કરેલા પાપનો પશ્ચાત્તાપ કરવાથી તે પાપથી મુક્ત થવાય છે અને "ફરીથી તેમ નહિ કરૂં" એવી પ્રતિજ્ઞા કરીને પાપકર્મથી નિવૃત્ત થવાથી તે મનુષ્ય પવિત્ર થાય છે.

**धर्मं शनैः सञ्चिनुयात् वल्मीकमिव मृत्तिकाः ।**
**परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥५२॥**

મનુષ્યે કોઇ પ્રાણીને પીડા ન આપતાં ઉધેઈ જેમ માટીનો થર બનાવે છે, તેમ પરલોકમાં સહાય થવાને માટે ધર્મનો ધીમે ધીમે સંગ્રહ કરવો. ૫૨

**मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्ठसमं क्षितौ ।**
**विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥५३॥**

બંધુઓ કાષ્ઠ અને માટીના ઢેફાની પેઠે, મરેલા શરીરનો પૃથ્વી પર ત્યાગ કરીને પાછા જાય છે અને માત્ર ધર્મ (પાપ અને પુણ્ય) તેની સાથે જાય છે. ૫૩





# चाणक्यनीति सार

## प्रकरण १ लुं–सत्संग विषे

**दर्शनध्यानसंस्पर्शैर्मत्सी कूर्मी च पक्षिणी ।**
**शिशुं पालयते नित्यं तथा सज्जनसंगतिः ॥१॥**

જેમ માછલી, કાચબી અને પક્ષિણી દર્શન, ધ્યાન ને સ્પર્શથી બચ્ચાંઓનું સર્વદા પાલન કરે છે; તેમ સજ્જનો પણ તેમનો સત્સંગ કરનારનું પાલન કરે છે. ૧

**गम्यते यदि मृगेन्द्रमंदिरं लभ्यते करिकपोलमौक्तिकम् ।**
**जं कालयगते च लभ्यते वत्सपुच्छ खरचर्मखंडनम् ॥**

સિંહના રહેઠાણમાં જઈ ચઢનારને હાથીના કપાળમાંથી નીકળેલાં મોતી મળે છે; અને શિયાળના રહેઠાણમાં જનારને તો વાછરડાનું પૂંછડું અને ગધેડાના ચામડાના કટકાજ મળે છે–અર્થાત્ મનુષ્ય જેવે ઠેકાણે જાય તેવુંજ

ફળ મેળવે છે.૨

**साधूनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः ।**
**कालेन फलते तीर्थं सद्यः साधुसमागमः ॥३॥**

સદાચારી સાધુનું દર્શન પુણ્યરૂપ છે; કારણ કે તેઓ જંગમ તીર્થરૂપ હોય છે. સ્થાવર તીર્થ તો કાળે કરીને ફળને આપે; પણ સાધુસમાગમ સત્વર ફળ આપે છે. ૩

**संसारकटुवृक्षस्य द्वे फले अमृतोपमे ।**
**सुभाषितं च सुस्वादु संगतिः सुजने जने ॥४॥**

આ સંસારરૂપી કડવા વૃક્ષનાં બે ફળ અમૃત જેવાં છે. એક રસયુક્ત મધુર વચન અને બીજું સજ્જનની સંગતિ.



# प्रकरण २ जुं–सज्जन विषे

**संतोषामृततृप्तानां यत्सुखं शांतिरेव च।**
**न च तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥१॥**

સંતોષરૂપી અમૃતથી તૃપ્ત થયેલા અને શાંત ચિત્ત-વાળા પુરુષને જે સુખ મળે છે; તે ધનના લોભથી અહીં-તહીં દોડાદોડ કરનારા પુરુષોને મળતું નથી. ૧

**तृणं ब्रह्मविदः स्वर्गस्तृणं शूरस्य जीवितम्।**
**जिताक्षस्य तृणं नारी निस्पृहस्य तृणं जगत् ॥२॥**

બ્રહ્મવેત્તાને મન સ્વર્ગ પણ તૃણ સમાન છે; શૂરવીરને જીવતર પણ તૃણ સમાન છે; ઇંદ્રિયો વશ હોય તેને સ્ત્રી તૃણ સમાન છે અને નિસ્પૃહ મનુષ્યને મન જગત તૃણ સમાન છે.

**अहो बत विचित्राणि चरितानि महात्मनाम्।**
**लक्ष्मीं तृणाय मन्यन्ते तद्भारेण नमंति च ॥३॥**

મહાત્માઓનાં ચરિત્ર આશ્ચર્યકારક અને વિચિત્ર હોય છે. કેમકે તેઓ લક્ષ્મીને તૃણ સમાન માને છે; અને (પ્રાપ્ત હોય કે થાય તો) તેના ભારથી તેઓ નમ્ર થઇ રહે છે. ૩

**स्वर्गस्थितानामिह जीवलोके चत्वारि चिह्नानि वसंति देहे।**
**दानप्रसंगो मधुरा च वाणी देवार्चनं ब्राह्मणतर्पणं च ॥४॥**

સ્વર્ગના લોકોમાંથી આ જીવલોકમાં જન્મેલા મનુષ્યમાં ચાર ચિહ્નો હોય છે. દાન કરવાનો સ્વભાવ, મીઠી વાણી,

દેવપૂજા અને ગુણકર્મથી બ્રાહ્મણ હોય તેને તૃપ્ત કરવાનો સ્વભાવ. ૪

**दातृत्वं प्रियवक्तृत्वं धीरत्वमुचितज्ञता ।**
**अभ्यासेन न लभ्यन्ते चत्वारः सहजा गुणाः॥५॥**

શ્રેષ્ઠ પુરુષોને ઉદારતા, પ્રિય વાણી, ધીરતા અને યોગ્યાયોગ્યનું જ્ઞાન, એ ચાર ગુણો અભ્યાસથી મળેલા હોતા નથી, પણ તેમનામાં સ્વભાવથીજ હોય છે.૫

**धर्मे तत्परता मुखे मधुरता दाने समुत्साहता**
**मित्रेऽवंचकता गुरौ विनयिता चित्तेऽतिगंभीरता ।**
**आचारे शुचिता गुणे रसिकता शास्त्रेषु विज्ञातृता**
**रूपे सुंदरता शिवे भजनता त्वय्यस्ति भो राघव ॥६॥**

ધર્મમાં તત્પરતા, વાણીમાં મધુરતા, દાનમાં ઉત્સાહ, મિત્ર સાથે નિષ્કપટતા, ગુરુજનો પ્રત્યે નમ્રતા, ચિત્તમાં અતિ ગંભીરતા, આચારમાં પવિત્રતા, ગુણોમાં રસિકતા, શાસ્ત્રોમાં સારી પ્રવીણતા, રૂપમાં સુંદરતા અને શિવમાં ભક્તિ એ સર્વ ગુણો તો હે રાઘવ ! એક તમારામાંજ છે—અર્થાત્ અવતારી પુરુષોમાંજ એ સદ્‌ગુણો એકત્ર હોય છે. ૬

**काष्ठं कल्पतरुः सुमेरुरचलश्चिंतामणिः प्रस्तरः**
**सूर्यस्तीव्रकरः शशी क्षयकरः क्षारो हि वारांनिधिः ।**
**कामो नष्टतनुर्बलिर्दितिसुतो नित्यं पशुः कामगौ-**
**र्नैतांस्ते तुलयामि भो रघुपते कस्योपमा दीयते ॥७॥**

કલ્પવૃક્ષ તો કાષ્ઠ છે; મેરુપર્વત અચળ—જડ છે; ચિંતામણિ તો પથ્થર છે; સૂર્યનાં કિરણ અત્યંત ઉષ્ણ છે; ચંદ્રમાનાં કિરણ તો ક્ષીણ થઇ જાય છે; સમુદ્ર તો ખારો છે; કામદેવને શરીર નથી; બલિરાજા દૈત્ય જાતિના હતા અને કામધેનુ તો પશુ જાતિ છે; તેથી એ સર્વની તુલના હું આપ સાથે કરી શકતો નથી. માટે હે રઘુપતિ! આપને હું કોની ઉપમા આપું?

**छिन्नोऽपि चंदनतरुर्न जहाति गंधं**
**वृद्धोऽपि वारणपतिर्न जहाति लीलाम् ।**
**यंत्रार्पितो मधुरतां न जहाति चेक्षुः**
**क्षीणोऽपि न त्यजति शीलगुणान्कुलीनः ॥८॥**

કાપવા છતાં પણ જેમ ચંદનનું વૃક્ષ સુગંધ છોડી દેતું નથી; હાથી વૃદ્ધ થાય તોપણ વિલાસ છોડતો નથી અને યંત્રમાં પીલવા છતાં શેરડી મધુરતા છોડતી નથી; તેમ કુળવાન પુરુષો દરિદ્રતા પામે તોપણ પોતાના સદ્‌ગુણો ત્યજી દેતા નથી. ૮

**प्रलये भिन्नमर्यादा भवन्ति किल सागराः ।**
**सागरा भेदमिच्छन्ति प्रलयेऽपि न साधवः ॥९॥**

સમુદ્રો તો પ્રલયકાળમાં પણ મર્યાદા ત્યજી દે છે અને સાગરો ભેદ (જુદાં જુદાં નામો) ઇચ્છે છે; પરંતુ સારા માણસો પ્રલયકાળમાં પણ તેવું કરતા કે ઇચ્છતા નથી. ૯

# प्रकरण ३ जुं-दुर्जन विषे

दुराचारी दुष्टदृष्टिर्दुरावासी च दुर्जनः ।
यन्मैत्री क्रियते पुंसां स तु शीघ्रं विनश्यति ॥१॥

દુરાચારી, ખોટી દૃષ્ટિવાળા, ખરાબ સ્થાનમાં રહેનારા અને દુર્જન સાથે જે મૈત્રી કરે છે; તે જલદી નાશ પામે છે.

मूर्खस्तु परिहर्तव्यः प्रत्यक्षो द्विपदः पशुः ।
भिनत्ति वाक्यशल्येन ह्यदृशं कंटको यथा ॥२॥

મૂર્ખનો તો ત્યાગજ કરવો યોગ્ય છે. કેમકે તે સાક્ષાત્ બે પગવાળા પશુ જેવો છે. કંટક જેમ આંધળાના પગને વિંધીને સાલે છે; તેમ મૂર્ખ મનુષ્ય દુર્વચનરૂપી બાણોથી હૃદયને વિંધે છે. ૨

दुर्जनस्य च सर्पस्य वरं सर्पो न दुर्जनः ।
सर्पो दशति कालेन दुर्जनस्तु पदे पदे ॥३॥

દુર્જન અને સર્પ એ બેમાં સર્પ સારો છે; દુર્જન નહિ. કારણકે સર્પ તો કોઈક સમયેજ ડસે છે, અને દુર્જન તો પગલે પગલે દુઃખ આપે છે. ૩

तक्षकस्य विषं दंते मक्षिकाया विषं शिरः ।
वृश्चिकस्य विषं पुच्छे सर्वांगे दुर्जनो विषम् ॥४॥

સર્પના દાંતમાં વિષ છે; માખીના માથામાં વિષ છે; વિંછીના આંકડામાં વિષ છે પણ દુર્જનના તો સર્વાંગમાં

વિષ છે—અર્થાત્ દુર્જનથી તો દૂરજ રહેવું. ૪

**अत्यन्तकोपः कटुका च वाणी दरिद्रता च स्वजनेषु वैरम् ।**
**नीचप्रसंगः कुलहीनसेवा चिह्नानि देहे नरकस्थितानाम् ॥५॥**

અત્યંત કોપ, કડવી વાણી, દરિદ્રતા, સંબંધીઓમાં વૈરભાવ, નીચનો સંગ અને કુળહીનની સેવા, એ ચિહ્ન નરકમાંથી જન્મેલાના દેહમાં સ્વભાવથી હોય છે. ૫

**हस्तौ दानविवर्जितौ श्रुतिपुटौ सारस्वतद्रोहिणौ**
**नेत्रे साधुविलोकनेन रहिते पादौ न तीर्थं गतौ ।**
**अन्यायार्जितवित्तपूर्णमुदरं गर्वेण तुंगं शिरो**
**रे रे जम्बुक मुंच मुंच सहसा नीचं सुनिंद्यं वपुः॥६॥**

જે મનુષ્યના હાથ દાનરહિત, કાન વેદશાસ્ત્રના વિરોધી, જેનાં નેત્રો સત્પુરુષોનાં દર્શનરહિત, પગ તીર્થ-યાત્રારહિત, અન્યાયથી મેળવેલા ધન વડે ઉદરપોષણ અને મસ્તક ગર્વથી અક્કડ રહેલું છે; એવા નીચ માણસના નિંદવા યોગ્ય શરીરને રે રે શિયાળ ! તું પણ નહિ ખાતાં મૂકી દે—છોડી દે. ૬

**न वेत्ति यो यस्य गुणप्रकर्षं स तं सदा निन्दति नात्र चित्रम् ।**
**यथा किराती करिकुंभलब्धां मुक्तां परित्यज्य बिभर्ति गुंजाम् ॥७**

જેમ ભીલડી હાથીના કુંભસ્થળના મોતીને જવા દઈ ચણોઠીનો હાર પહેરે છે; તેમ જે મનુષ્ય ગુણીજનના ગુણ-પ્રભાવને જાણતો નથી તેજ તેની સદા નિંદા કરે છે. ૭

**दह्यमानाः सुतीव्रेण नीचाः परयशोऽग्निना ।**
**अशक्तास्तत्पदं गन्तुं ततो निंदां प्रकुर्वते ॥८॥**

બીજાની કીર્તિરૂપી દુઃખદાયક અગ્નિથી બળ્યા કરતા દુર્જનો, તેના જેવું પદ મેળવવા અશક્ત હોય છે; એટલે તેની નિંદા કરીને સંતોષ પામે છે. ૮

**परस्परस्य मर्माणि ये भाषंते नराधमाः ।**
**त एव विलयं यांति वल्मीकोदरसर्पवत् ॥९॥**

જે અધમ મનુષ્યો એકબીજાના અંતઃકરણમાં દુઃખ થાય એવાં વચનો બોલે છે; તેઓ ઉંડા રાફડામાં પડી રહી નાશ પામનારા સર્પની પેઠે અવશ્ય નાશ પામે છે. ૯

**अंतःसारविहीनानामुपदेशो न जायते ।**
**मलयाचलसंसर्गान्न वेणुश्चंदनायते ॥१०॥**

જેમ મલયાચલના સંગથી વાંસ ચંદન થતો નથી; તેમ અંતરમાં બુદ્ધિ વિનાના મનુષ્યોને ઉપદેશ લાગતો નથી. ૧૦

**न दुर्जनः साधुदशामुपैति बहुप्रकारैरपि शिक्ष्यमाणः ।**
**आमूलसिक्तः पयसा घृतेन न निंबवृक्षो मधुरत्वमेति ॥११॥**

જેમ દૂધ અને ઘી લીમડાના મૂળમાં સિંચવાથી તેમાં મીઠાશ આવતી નથી; તેમ બહુ પ્રકારે ઉપદેશ આપવા છતાં પણ દુર્જનમાં સાધુતા આવી શકતી નથી. ૧૧

**अन्तर्गतमलो दुष्टस्तीर्थस्नानशतैरपि ।**
**न शुध्यति यथा भांडं सुराया दाहितं च तत् ॥१२॥**

જેમ મદિરાના પાત્રને અગ્નિમાં બાળવા છતાં પણ તે પવિત્ર થતું નથી; તેમ જેના અંતરમાં પાપરૂપી મળ રહેલો છે, તે દુષ્ટ સો વાર તીર્થસ્નાન કરે તોપણ શુદ્ધ થઇ શકતો નથી. ૧૨

**दुर्जनं सज्जनं कर्तुमुपायो न हि भूतले।**
**अपानं शतधा धौतं न श्रेष्ठमिन्द्रियं भवेत् ॥१३॥**

જેમ ગુદાઇંદ્રિયને સોવાર ધુવે તોપણ તે ઉત્તમ થઈ શકતી નથી; તેમ દુર્જનને સજ્જન કરવાનો કોઇ પણ ઉપાય આ પૃથ્વીમાં નથી. ૧૩

**वयसः परिणामेऽपि यः खलः खल एव सः।**
**संपक्कमपि माधुर्यं नोपयातींद्रवारुणम् ॥१४॥**

જેમ ઇંદ્રવરણાનું ફળ પાકું થયા છતાં પણ મીઠું થતું નથી; તેમ ખળ મનુષ્ય પણ ઉંમર વધવા છતાં ખળજ રહે છે. ૧૪



# प्रकरण ४ थुं-ब्राह्मण विषे

अकृष्टफलमूलानि वनवासरतिः सदा ।
कुरुतेऽहरहः श्राद्धमृषिर्विप्रः स उच्यते ॥१॥

જે બ્રાહ્મણ વગર ખેડાયલી ભૂમિમાં ઉત્પન્ન થયેલાં ફળમૂળથી નિર્વાહ કરીને સદા વનવાસમાંજ પ્રીતિવાળો તથા પ્રતિદિવસ શ્રાદ્ધ કરનારો હોય તે ઋષિ કહેવાય છે. ૧

एकाहारेण संतुष्टः षट्कर्मनिरतः सदा ।
ऋतुकालाभिगामी च स विप्रो द्विज उच्यते ॥२॥

જે બ્રાહ્મણ એક ટંકના આહારથી સંતુષ્ટ રહેનારો, ભણવું-ભણાવવું, યજ્ઞ કરવો-કરાવવો અને દાન લેવું તથા આપવું, એ પોતાનાં ષટ્કર્મમાં સદા પ્રીતિવાળો, અને ઋતુકાળેજ સ્ત્રીસંગ કરનારો હોય, તે વિપ્ર દ્વિજ કહેવાય છે.

लौकिके कर्माणि रतः पशूनां परिपालकः ।
वाणिज्यकृषिकर्मा यः स विप्रो वैश्य उच्यते ॥३॥

જે બ્રાહ્મણ લૌકિક કર્મમાં પ્રીતિવાળો, પશુઓનું પરિપાલન કરનારો તથા વ્યાપાર અને ખેતીનો ધંધો કરનારો હોય તે વૈશ્ય કહેવાય છે. ૩

लाक्षादितैलनीलीनां कौसुंभमधुसर्पिषाम् ।
विक्रेता मद्यमांसानां स विप्रः शूद्र उच्यते ॥४॥

લાખ, તેલ, ગળી, કસુંબો, મધ, ઘી, મદિરા અને માંસ

વગેરે પદાર્થો વેચનારો બ્રાહ્મણ શૂદ્ર કહેવાય છે. ૪

**परकार्यवि ता च दांभिकः स्वार्थसाधकः ।**
**छली द्वेषी मृदुः क्रूरो विप्रो मार्जार उच्यते ॥५॥**

બીજાનું કામ બગાડનારો, પાખંડી, સ્વાર્થ સાધનારો, છળ કરનારો, દ્વેષ કરનારો, મોઢે મીઠું બોલનારો અને હૃદયમાં ક્રૂરતાવાળો બ્રાહ્મણ બિલાડો કહેવાય છે. ૫

**वापीकूपतडागानामारामसुरवेश्मनाम् ।**
**उच्छेदने निराशंकः स विप्रो म्लेच्छ उच्यते ॥६॥**

વાવ, કૂવા, તળાવ, બગીચા અને દેવમંદિરનો વિનાશ કરવામાં જે બ્રાહ્મણ નીડર હોય, તે મ્લેચ્છ કહેવાય છે. ૬

**देवद्रव्यं गुरुद्रव्यं परदाराभिमर्शनम् ।**
**निर्वाहः सर्वभूतेषु विप्रश्चाण्डाल उच्यते ॥७॥**

દેવદ્રવ્ય અને ગુરુદ્રવ્યનું હરણ કરનારો, પરસ્ત્રીનો સંગ કરનારો અને સર્વ પ્રાણીઓ ઉપર નિર્વાહ કરનારો બ્રાહ્મણ ચંડાળ કહેવાય છે. ૭



# प्रकरण ५ मुं–मातापिता विषे

जनिता चोपनेता च यस्तु विद्यां प्रयच्छति ।
अन्नदाता भयत्राता पंचैते पितरः स्मृताः ॥१॥

જન્મ આપનાર, સંસ્કાર કરાવનાર, વિદ્યા ભણાવનાર, અન્નદાતા અને ભયથી બચાવનાર, એ પાંચ પિતા ગણાય છે.

राजपत्नी गुरोः पत्नी मित्रपत्नी तथैव च ।
पत्नीमाता स्वमाता च पंचैता मातरः स्मृताः ॥२॥

રાજપત્ની, ગુરુપત્ની, મિત્રપત્ની, પત્નીની માતા (સાસુ) અને પોતાની માતા, એ પાંચ માતાઓ કહેવાય છે. ૨

दीपो भक्षयते ध्वांतं कज्जलं च प्रसूयते ।
यदन्नं भक्ष्यते नित्यं जायते तादृशी प्रजा ॥३॥

દીવો જેમ અંધકારનું ભક્ષણ કરતો હોવાથી કાજળને ઉત્પન્ન કરે છે, તેમ મનુષ્ય પણ નિત્ય જેવું અન્ન ભક્ષણ કરે છે તેવીજ પ્રજા તેને ઉત્પન્ન થાય છે. ૩

लालयेत्पंच वर्षाणि दश वर्षाणि ताडयेत् ।
प्राप्ते तु षोडशे वर्षे पुत्रे मित्रत्वमाचरेत् ॥४॥

પુત્રને પાંચ વરસ સુધી લાડ લડાવવાં; દશ વર્ષનો થતાં સુધી તાડન કરવું અને સોળ વર્ષનો થતાં તેની સાથે મિત્રભાવથી વર્તવું. ૪

पुत्राश्च विविधैः शीलैर्नियोज्याः सततं बुधैः ।

**नीतिज्ञाः शीलसंपन्ना भवंति कुलपूजिताः ।।५।।**

બુદ્ધિવાન મનુષ્યોએ પુત્રોને સર્વદા વિવિધ પ્રકારે સદાચારમાં જોડવા જોઈએ. કેમકે એથી તેઓ નીતિને જાણનારા અને સદ્‌ગુણસંપન્ન થાય છે તથા કુળમાં પૂજાય છે. ૫

**माता रिपुः पिता शत्रुर्बालो याभ्यां न पाठ्यते ।**
**सभामध्ये न शोभेत हंसमध्ये बको यथा ।।६।।**

જે માતા અને પિતા બાળકને સુશીલતા અને સુનીતિ ઇત્યાદિનું શિક્ષણ આપતાં નથી તે બાળકનાં શત્રુ છે. જેમ હંસના સમાજમાં બગલો શોભે નહિ, તેમ સજ્જનોની સભામાં તેવો બાળક શોભતો નથી. ૬

# प्रकरण ६ ठुं—सपूत अने कपूत विषे

**एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगन्धिना ।**
**वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ।।१।।**

જેમ પુષ્પ અને સુગંધયુક્ત એક પણ સારૂં વૃક્ષ હોય તો સર્વ વન સુગંધવાળું થઈ રહે છે; તેમ એક પણ સારા પુત્રથી આખું કુળ કીર્તિવાન થાય છે. ૧

**एकेनापि सुपुत्रेण विद्यायुक्तेन साधुना ।**
**आह्लादितं कुलं सर्वं यथा चंद्रेण शर्वरी ।।२।।**

જેમ ચંદ્રમા વડે રાત્રિ શોભા પામે છે; તેમ એક પણ

વિદ્વાન અને સાધુ સુપુત્રથી સમગ્ર કુળ આનંદ પામે છે. ૨

**किंजातैर्बहुभिः पुत्रैः शोकसंतापकारकैः ।**
**वरमेकः कुलालंबी यत्र विश्राम्यते कुलम् ॥३॥**

શોક અને સંતાપ કરાવનારા બહુ પુત્રો જન્મ્યા હોય તેથી શું? તેના કરતાં તો કુળના આધારરૂપ એવો એક પુત્ર હોય એજ શ્રેષ્ઠ છે; કે જેનાથી કુળ વિશ્રામ પામે છે. ૩

**मूर्खश्चिरायुर्जातोऽपि तस्माज्जातमृतो वरः ।**
**मृतस्तु चाल्पदुःखाय यावज्जीवं जडो दहेत् ॥४॥**

મૂર્ખ પુત્ર મોટી ઉંમરનો થાય તે કરતાં જન્મતાંજ મૃત્યુ પામે તે શ્રેષ્ઠ છે. કેમકે તેના મરણ વખતે થોડું દુઃખ થાય છે; અને જીવવાથી તો જીવે ત્યાં સુધી સંતાપ થાય છે.૪

**एकेन शुष्कवृक्षेण दह्यमानेन वह्निना ।**
**दह्यते तद्वनं सर्वं कुपुत्रेण कुलं यथा ॥५॥**

જેમ એકજ સૂકા વૃક્ષને લીધે આખું વન અગ્નિથી બળી જાય છે, તેમ એકજ કપૂતથી સર્વ કુટુંબ સંતાપ પામે છે.૫



# प्रकरण ७ मुं–विद्याभ्यास विषे

**कामधेनुगुणा विद्या ह्यकाले फलदायिनी ।**
**प्रवासे मातृसदृशी विद्या गुप्तं धनं स्मृतम् ॥ १ ॥**

વિદ્યામાં કામધેનુના જેવા ગુણ છે. કેમકે તે કવખતે પણ ફળ આપનારી છે અને પ્રવાસમાં માતા સમાન છે. વળી વિદ્યાને ગુપ્ત ધન પણ કહે છે. ૧

**विद्या मित्रं प्रवासेषु भार्या मित्रं गृहेषु च ।**
**व्याधितस्यौषधं मित्रं धर्मो मित्रं मृतस्य च ॥२॥**

પ્રવાસમાં વિદ્યા મિત્રરૂપ છે; ઘરમાં સ્ત્રી મિત્રરૂપ છે; વ્યાધિમાં ઔષધ મિત્રરૂપ છે, અને મરનારને ધર્મ મિત્રરૂપ છે.

**आहारनिद्राभयमैथुनानि समानि चैतानि नृणां पशूनाम् । ज्ञानं नराणामधिको विशेषो ज्ञानेन हीनाः पशुभिः समानाः ॥ ३ ॥**

આહાર, નિદ્રા, ભય અને મૈથુન, એટલી બાબતો મનુષ્ય અને પશુઓમાં સમાન છે. મનુષ્યોમાં માત્ર જ્ઞાનજ અધિક છે. જ્ઞાનહીન મનુષ્ય પશુ સમાન કહેવાય છે. ૩

**शुनः पुच्छमिव व्यर्थं जीवितं विद्यया विना ।**
**न गुह्यगोपने शक्तं न च दंशनिवारणे ॥ ४ ॥**

શ્વાનની પૂછડી ગુપ્ત સ્થળને ઢાંકવાને વા માખી મચ્છરને ઉડાડવાને કામ આવતી નથી—અર્થાત્ વ્યર્થ છે; તેવી

રીતે વિદ્યા વિનાના મનુષ્યનું જીવતર પણ વ્યર્થ છે. ૪

**किं कुलेन विशालेन विद्याहीनेन देहिनाम् ।**
**दुष्कुलं चापि विदुषो देवैरपि सुपूज्यते ॥ ५ ॥**

મોટા કુળનો હોવા છતાં જો તે વિદ્યાહીન હોય તો તેથી શું લાભ? નીચા કુળમાં હોય તોપણ વિદ્વાન દેવતાઓ પેઠે પૂજાય છે. ૫

**रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः ।**
**विद्याहीना न शोभंते निर्गंधा इव किंशुकाः ॥६॥**

રૂપ અને યૌવનથી સંપન્ન હોય અને મોટા કુળમાં જન્મ્યો હોય તોપણ ખાખરાનાં ફૂલ જેમ સુગંધી વિના શોભતાં નથી; તેમ વિદ્યાહીન મનુષ્યો શોભતા નથી. ૬

**यथा खात्वा खनित्रेण भूतले वारि विन्दति ।**
**तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छाति ॥७॥**

જેમ મનુષ્ય ખોદવાનાં હથિયારો વડે પૃથ્વીને ખોદીને પાતાળમાંનું જળ મેળવે છે; તેમ ગુરુના હૃદયમાં રહેલી વિદ્યાને પણ તેમની સેવા કરનારો શિષ્ય પામે છે. ૭

**सुखार्थी चेत्त्यजेद्विद्यां विद्यार्थी चेत्त्यजेत्सुखम् ।**
**सुखार्थिनः कुतो विद्या सुखं विद्यार्थिनः कुतः ॥८॥**

સુખની ઇચ્છાવાળાએ વિદ્યાભ્યાસ છોડી દેવો અને વિદ્યાની ઇચ્છાવાળાએ સુખનો ત્યાગ કરવો. કેમકે સુખાર્થીને વિદ્યા ક્યાંથી અને વિદ્યાર્થીને સુખ ક્યાંથી? ૮

कामक्रोधो तथा लोभं स्वादु शृंगारकौतुके ।
अतिनिद्रातिसेवे च विद्यार्थी ह्यष्टवर्जयेत् ॥९॥

કામ, ક્રોધ, લોભ, સ્વાદિષ્ટ અન્ન, શૃંગાર, ખેલ, અતિનિદ્રા અને બીજાની અતિ સેવા, એ આઠ વાનાં વિદ્યાર્થીએ ત્યાગ કરવાં. ૯

पुस्तकेषु च या विद्या परहस्तेषु यद्धनम् ।
उत्पन्नेषु च कार्येषु न सा विद्या न तद्धनम् ॥१०॥

જે વિદ્યા માત્ર પુસ્તકમાંજ રહેલી છે અને જે ધન પરાયે હાથ રહેલું છે; તે વિદ્યા અને તે ધન કામ પડતી વખતે ઉપયોગી થતાં નથી. ૧૦

## प्रकरण ८ मुं—धनवान अने निर्धन विषे

यस्यार्थास्तस्य मित्राणि यस्यार्थास्तस्य बान्धवाः ।
यस्यार्थाः स पुमाँल्लोके यस्यार्थाः स च पंडितः ॥१॥

જેની પાસે ધન છે તેને મિત્રો થાય છે, જેની પાસે ધન છે તેને બાંધવો થાય છે, જેની પાસે ધન છે તે હલકો હોય તોપણ કુળવાન કહેવાય છે અને જેની પાસે ધન છે તે (મૂર્ખ હોય તોપણ) પંડિત કહેવાય છે. ૧

त्यजंति मित्राणि धनैर्विहीनं दाराश्च भृत्याश्च सुहृज्जनाश्च ।
तं चार्थवंतं पुनराश्रयंतेऽतोऽर्थो हि लोके पुरुषस्य बंधुः ॥२

મિત્ર, સ્ત્રી, સેવકો અને કુટુંબીઓ ધનરહિત પુરુષને છોડી દે છે, અને તેજ પુરુષ પાછો ધનવાન થાય તો તેનો આશ્રય કરે છે; માટે આ જગતમાં ધનજ પુરુષનો બંધુ છે. ૨

**कुचैलिनं दन्तमलोपधारिणं बह्वाशिनं निष्ठुरभाषिणं च ।**
**सूर्योदये चास्तमिते शयानं विमुंचति श्रीर्यदि चक्रपाणिः॥**

મલિન વસ્ત્ર પહેરનાર, દાંતને મેલા રાખનાર, બહુ ખાનાર, નઠારાં વચન બોલનાર અને સૂર્યોદય તથા સૂર્યાસ્તસમયે સૂનારને, કદાપિ તે સાક્ષાત્ વિષ્ણુ હોય તોપણ, લક્ષ્મી ત્યજી દે છે.૩

**अन्यायोपार्जितं द्रव्यं दशवर्षाणि तिष्ठति ।**
**प्राप्ते चैकादशे वर्षे समूलं च विनश्यति ॥४॥**

અન્યાયથી પેદા કરેલું દ્રવ્ય દશ વર્ષ સુધી રહે છે અને અગીઆરમું વર્ષ આવતાં તે મૂળસહિત નાશ પામે છે.

**अपुत्रस्य गृहं शून्यं दिशः शून्यास्त्वबांधवाः ।**
**मूर्खस्य हृदयं शून्यं सर्वशून्या दरिद्रता ॥५॥**

પુત્ર વિનાનું ઘર સૂનું છે; બંધુ વિનાની દિશા સૂની છે; મૂર્ખનું હૃદય સૂનું છે અને દરિદ્રતા સર્વ વાતે સૂની છે. ૫

**वृद्धकाले मृता भार्या बंधुहस्तगतं धनम् ।**
**भोजनं च पराधीनं तिस्रः पूंसां विडम्बनाः ॥६॥**

વૃદ્ધાવસ્થામાં મરેલી સ્ત્રી, બંધુઓને હાથ ગયેલું ધન અને પરાધીન ભોજન, એ ત્રણે વાનાં પુરુષોને દુઃખદાયક છે.

**वरं वने व्याघ्रगजेंद्रसेविते द्रुमालये पत्रफलांबुसेवनम् ।**
**तृणेषु शय्या शतजीर्णवल्कलं न बंधुमध्ये धनहीनजीवनः**

વાઘ અને હાથી વસતા હોય એવા ઝાડ નીચેનાં ફળ, પાન અને જળનું ભક્ષણ કરવું, ઘાસ પર સૂવું અને સો ઠેકાણે છિદ્રવાળાં વસ્ત્ર પહેરવાં શ્રેષ્ઠ છે; પરંતુ બંધુઓમાં રહીને ધન વિનાનું જીવન ગાળવું એ શ્રેષ્ઠ નથી.

**उद्योगे नास्ति दारिद्र्यं जपतो नास्ति पातकम् ।**
**मौने च कलहो नास्ति नास्ति जागरिते भयम् ॥८॥**

ઉદ્યોગ કરવાથી દરિદ્રતા, જપ કરવાથી પાપ, મૌનથી ક્લેશ અને જાગ્રત રહેવાથી ભય નિર્મૂળ થાય છે. ૮

**धनहीनो न हीनश्च धनिकः स सुनिश्चयः ।**
**विद्यारत्नेन यो हीनः स हीनः सर्ववस्तुषु ॥९॥**

ધનહીન પુરુષને હલકો ન ગણવો, જો તે વિદ્વાન હોય તો ધનવાનજ છે; પણ જે પુરુષ વિદ્યારૂપી રત્નથી રહિત છે, તેજ સર્વ વાતે હલકો છે એમ જાણવું. ૯

**गुणाः सर्वत्र पूज्यंते न महत्योऽपि संपदः ।**
**पूर्णेन्दुः किं तथा वंद्यो निष्कलंको यथा कृशः ॥१०॥**

જેમ કૃશ છતાં બીજનો નિષ્કલંક ચંદ્ર વંદાય છે પણ પૂર્ણિમાનો પુષ્ટ ચંદ્ર વંદન કરાતો નથી; તેમ સંપત્તિ ઘણી હોવા છતાં તે પૂજાતી નથી; અને ગુણોજ સર્વત્ર પૂજાય છે.

# प्रकरण ९ मुं-सद्गुण विषे

येषां न विद्या न तपो न दानं न चापि शीलं न गुणो न धर्मः। ते मृत्युलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥१॥

જે મનુષ્યમાં વિદ્યા નથી, તપ નથી, દાન નથી, શીલ નથી, ગુણ નથી કે ધર્મ નથી; તે આ પૃથ્વી પર કેવળ ભારરૂપ હોઇને મનુષ્યના રૂપમાં મૃગ(પશુ)ની પેઠે ફરે છે. ૧

स जीवति गुणा यस्य यस्य धर्मः स जीवति ।
गुणधर्मविहीनस्य जीवितं निष्प्रयोजनम् ॥२॥

જગતમાં તેજ મનુષ્ય જીવે છે કે જેનામાં સદ્ગુણો છે; અને તેજ જીવે છે કે જેનામાં ધર્મ છે. જે મનુષ્ય ગુણહીન અને ધર્મહીન છે તેનું જીવનજ વૃથા છે. ૨

गुणैरुत्तमतां यांति नोच्चैरासनसंस्थिताः ।
प्रासादशिखरस्थोऽपि काकः किं गरुडायते ॥३॥

માણસ ઉંચા આસને બેસવાથી નહિ પણ ગુણથીજ ઉત્તમતા પામે છે. મહેલના શિખરે બેસવાથી કાગડો કાંઇ ગરુડ થઇ શકે ? ૩

यथा चतुर्भिः कनकं परीक्ष्यते निघर्षणच्छेदनतापताडनैः। तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते त्यागेन शीलेन गुणेन कर्मणा ॥४॥

ઘસવાથી, કાપવાથી, તપાવવાથી અને ટીપવાથી, એ ચાર પ્રકારે સુવર્ણની પરીક્ષા થઈ શકે છે; તેમ ત્યાગ, શીલ, ગુણ અને કર્મ, એ ચાર વડે માણસની પરીક્ષા થઇ શકે છે.

**गुणो भूषयते रूपं शीलं भूषयते कुलम् ।**
**सिद्धिर्भूषयते विद्यां भोगो भूषयते धनम् ॥५॥**

ગુણ રૂપને શોભાવે છે; શીલ કુળને શોભાવે છે; સિદ્ધિ વિદ્યાને શોભાવે છે અને પદાર્થો ધનને શોભાવે છે. ૫

**दरिद्रता धीरतया विराजते कुवस्त्रता शुभ्रतया विराजते। कदन्नता चोष्णतया विराजते कुरूपता शीलयुता विराजते ॥६॥**

દરિદ્રતા ધીરજથી, સાદાં વસ્ત્ર સ્વચ્છતાથી, અન્નની કનિષ્ઠતા ગરમ કરવાથી અને કુરૂપતા શીલથી સુંદર લાગે છે.

**शांतितुल्यं तपो नास्ति न संतोषात्परं सुखम् ।**
**न तृष्णायाः परो व्याधिर्न च धर्मो दयासमः ॥७॥**

શાંતિ સમાન તપ નથી; સંતોષ સમાન સુખ નથી; તૃષ્ણા જેવો વ્યાધિ નથી અને દયા સમાન ધર્મ નથી. ૭

**क्रोधो वैवस्वतो राजा तृष्णा वैतरणी नदी ।**
**विद्या कामादुघा धेनुः संतोषो नन्दनवनम् ॥८॥**

ક્રોધ યમરાજા જેવો છે; તૃષ્ણા વૈતરણી નદી જેવી છે; વિદ્યા કામદુધા ગાય જેવી છે અને સંતોષ નંદનવન જેવો છે.

**व्यालाश्रयापि विफलापि सकंटकापि**

**वक्रापि पंकिलभवापि दुरासदापि ।**
**गन्धेन बन्धुरासि केतकि सर्वजंतो-**
**रेको गुणः खलु निहंति समस्तदोषान् ॥९॥**

કોઈ એક કવિ કેતકી પ્રત્યે કહે છે કે, હે કેતકિ! જો કે તું સર્પના ઘરરૂપ છે, ફળરહિત છે, કાંટાવાળી છે, વાંકી છે, કીચડમાં ઉગનારી છે અને દુઃખથી મળે એવી છે; તોપણ તું એક સુગંધના ગુણવડે સર્વ પ્રાણીઓના બંધુરૂપ થઇ રહેલી છે. એ ઉપરથી નિશ્ચય થાય છે કે, માણસમાં જો એક પણ સારો ગુણ હોય છે તો તે સર્વ દોષોનો નાશ કરે છે.૯

**दारिद्र्यनाशनं दानं शीलं दुर्गतिनाशनम् ।**
**अज्ञाननाशिनी प्रज्ञा भावना भयनाशिनी ॥१०॥**

દાન દરિદ્રતાનો, સુશીલતા દુર્દશાનો, સદ્‌બુદ્ધિ અજ્ઞાનનો અને શુભ ભાવના ભયનો નાશ કરનાર છે. ૧૦

**सिंहादेकं बकादेकं शिक्षेच्चत्वारि कुक्कुटात् ।**
**वायसात्पंच शिक्षेच्च षट् शुनस्त्रीणि गर्दभात् ॥११॥**

બુદ્ધિવાન મનુષ્યે સિંહ અને બગલા પાસેથી એકેક, કુકડા પાસેથી ચાર, કાગડા પાસેથી પાંચ, કૂતરા પાસેથી છ અને ગધેડા પાસેથી ત્રણ ગુણો શીખવા જોઈએ. ૧૧

**प्रभूतं कार्यमल्पं वा यन्नरः कर्तुमिच्छति ।**
**सर्वारंभेण तत्कार्यं सिंहादेकं प्रचक्षते ॥१२॥**

મોટું કિંવા નાનું ઇત્યાદિ જે જે કાર્ય કરવા મનુષ્ય

ઇચ્છે તે તે કાર્ય તેણે સર્વ પ્રયત્નથી કરવું; એ એક મહાન ગુણ સિંહ પાસેથી શીખવો જોઇએ. ૧૨

**इंद्रियाणि च संयम्य बकवत्पंडितो नरः ।**
**देशकालबलं ज्ञात्वा सर्वकार्याणि साधयेत् ॥१३॥**

વિદ્વાન પુરુષે બગલાની પેઠે ઇંદ્રિયોનો સંયમ કરીને તેમજ દેશકાળ તથા બળને જાણીને સર્વ કાર્ય સાધવાં.૧૩

**प्रत्युत्थानं च युद्धं च संविभागं च बन्धुषु ।**
**स्वयमाक्रम्य भोगं च शिक्षेच्चत्वारि कुक्कुटात् ॥१४॥**

યોગ્ય સમયે જાગવું તથા યુદ્ધ કરવું; બંધુઓને ભાગ આપવો અને પોતે પરાક્રમ કરીને ભોગ ભોગવવા; એ ચાર ગુણ કુકડા પાસેથી શીખવા જોઇએ. ૧૪

**गूढं च मैथुनं धाष्टर्यं काले चालयसंग्रहम् ।**
**अप्रमादमविश्वासं पंच शिक्षेच्च वायसात् ॥१५॥**

ગુપ્ત મૈથુન, ધૈર્ય, યોગ્ય કાળે ઘરમાં સંગ્રહ કરવો, સાવધાન રહેવું અને વિશ્વાસ ન કરવો; એ પાંચ ગુણો કાગડા પાસેથી શીખવા જોઇએ. ૧૫

**बह्वाशी स्वल्पसंतुष्टः सुनिद्रो लघुचेतनः ।**
**स्वामिभक्तश्च शूरश्च षडेते श्वानतो गुणाः ॥१६॥**

વધારે ખાવું; થોડાથી સંતોષ માનવો; નિદ્રા લેવી; થોડા ઈસારાથી જાગી ઉઠવું; સ્વામીભક્તિ અને શૂરાપણું; એ છ ગુણો શ્વાન પાસેથી શીખવા જોઇએ. ૧૬

सुश्रांतोऽपि वहेद्भारं शीतोष्णे न च पश्यति ।
संतुष्टश्चरते नित्यं त्रीणि शिक्षेच्च गर्दभात् ॥१७॥

ઘણો થાક લાગવા છતાં ભાર વહેવો; ટાઢ અને તડકા તરફ જોવું નહિ; નિરંતર સંતોષ રાખી ફરવું; એ ત્રણે ગુણો ગધેડા પાસેથી શીખવા જોઇએ. ૧૭

य एतान् विंशति गुणानाचरिष्यति मानवः ।
कार्यावस्थासु सर्वासु अजेयः स भविष्यति ॥१८॥

જે મનુષ્ય આ વીસ ગુણોને ધારણ કરશે તે સર્વ અવસ્થામાં અને સર્વ કાર્યમાં વિજય મેળવનાર થશે. ૧૮

# प्रकरण १० मुं-दान अने परोपकार विषे

वृथा वृष्टिः समुद्रेषु वृथा तृप्तेषु भोजनम् ।
वृथा दानं धनाढ्येषु वृथा दीपो दिवापि च ॥१॥

સમુદ્રમાં વૃષ્ટિ થવી, તૃપ્ત થયેલાને ભોજન આપવું, ધનવાનને દાન દેવું અને દિવસે દીવો કરવો; એ વૃથા છે. ૧

उपार्जितानां वित्तानां त्याग एव हि रक्षणम् ।
तडागोदरसंस्थानां परिस्रव इवांभसाम् ॥२॥

જળાશયમાંથી જળ વહેતું રહે તોજ તેની શુદ્ધતા જળવાય છે; તેમ પેદા કરેલું દ્રવ્ય પરોપકારમાં ખર્ચવું એજ તેની રક્ષા છે. ૨

**वाचां शौचं च मनसः शौचमिन्द्रियनिग्रहः ।**
**सर्वभूतदयाशौचमेतच्छौचं परार्थिनाम् ॥३॥**

વાણી અને મનની પવિત્રતા, ઇંદ્રિયનિગ્રહ, સર્વ ભૂતો પ્રત્યે દયા અને સ્વચ્છતા, એ પરોપકારીઓની શુદ્ધિ છે. ૩

**वित्तं देहि गुणान्वितेषु मतिमन्नान्यत्र देहि क्वचित्-**
**प्राप्तं वारिनिधेर्जलं घनमुखे माधुर्ययुक्तं सदा ।**
**जीवन्स्थावरजंगमांश्च सकलान् संजीव्य भूमण्डलं**
**भूयः पश्यति देवकोटिगुणितं गच्छेत्तमम्भोनिधिम् ॥**

બુદ્ધિમાનો ! ધન ગુણવાનોનેજ આપો, બીજાને કદી આપતા નહિ. જુઓ, મેઘના મુખમાં પ્રાપ્ત થયેલું જળ સદા મધુરતાવાળું થઇ પૃથ્વી પરના સર્વ સ્થાવર જંગમ પદાર્થોને જીવનવાળા કરીને તથા કરોડગણું થઇને સમુદ્રમાં જાય છે.

**देयं भोज्यधनं धनं सुकृतिभिर्नो संचयस्तस्य वै**
**श्रीकर्णस्य बलेश्च विक्रमपतेरद्यापि कीर्तिः स्थिता ।**
**अस्माकं मधुदानभोगरहितं नष्टं चिरात्संचितं**
**निर्वाणादितिनष्टपादयुगलं घर्षन्त्यहो मक्षिकाः ॥५॥**

મધનો નાશ થવાથી " ઘણા સમયથી સંઘરી રાખેલું અમારૂં મધ દાન કે ભોગમાં ન વાપરવાથી નાશ પામ્યું " એવું જાણીને મધમાખીઓ જેમ પોતાના બન્ને હાથપગ ઘસીને પશ્ચાત્તાપ કરે છે; તેવું ન કરવું પડે તેટલા માટે ધનાદિક પદાર્થો દાનમાં તથા ભોગમાં વાપરવા યોગ્ય છે

અને સારા મનુષ્યોએ તેનો સંગ્રહ કર્યા કરવો નહિ. દાનપરાયણ રહેવાથીજ કર્ણ, બલી અને વિક્રમાદિ રાજાઓની કીર્તિ હજુ સ્થિર રહેલી છે. ૫

**यस्य चित्तं द्रविभूतं कृपया सर्व जन्तुषु ।**
**तस्य ज्ञानेन मोक्षेण किं जटाभस्मलेपनैः ॥६॥**

જે પુરુષનું ચિત્ત સર્વ પ્રાણીઓ પ્રત્યે દયાથી નિરંતર દ્રવીભૂત (પીગળેલું) રહે છે; તેને જ્ઞાનથી, મોક્ષથી, કિંવા જટાથી અને ભસ્મ ચોળવાથી વધુ શો લાભ થશે ! ૬

**परोपकरणं येषां जागर्ति हृदये सताम् ।**
**नश्यंति विपदस्तेषां संपदः स्यु पदे पदे ॥७॥**

જે સજ્જનોના હૃદયમાં પરોપકારનો ઉત્સાહ નિરંતર જાગ્રત રહે છે; તેમની વિપત્તિનો નાશ થાય છે અને સંપત્તિ પગલે પગલે પ્રાપ્ત થાય છે. ૭



# प्रकरण ११ मुं—वाणी विषे

सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः ॥
सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम् ॥१॥

સત્યથી પૃથ્વી રહેલી છે; સત્યથી સૂર્ય તપે છે; સત્યથી વાયુ વાય છે અને સત્યમાંજ સર્વ વસ્તુઓ રહેલી છે. ૧

सकृज्जल्पन्ति राजानः सकृज्जल्पंति पंडिताः ।
सकृत्कन्याः प्रदीयन्ते त्रीण्येतानि सकृत्सकृत् ॥२॥

રાજાઓ એકજ વાર આજ્ઞા કરે છે; પંડિતો પણ એકજ વાર બોલે છે; કન્યાદાન પણ એકજ વાર દેવાય છે. આ ત્રણે વાનાં એકજ વાર થાય છે.૨

तावन्मौनेन नीयन्ते कोकिलैश्चैव वासराः ।
यावत्सर्वजनानन्ददायिनी वाक्प्रवर्तते ॥३॥

જ્યાંસુધી સર્વ જનોને આનંદ આપનારી વાણી બોલી શકાતી નથી; ત્યાં સુધી કોયલ મુનિવ્રત રાખીને દિવસો નિર્ગમન કરે છે; અર્થાત્ આનંદદાયક વાણી વદવાનું ન બને ત્યાંસુધી મૌનજ રાખવું સારૂં છે. ૩

स्वभावेन हि तुष्यंति देवाः सत्पुरुषाः पिता ।
ज्ञातयः स्नानपानाभ्यां वाक्यदानेन पण्डिताः ॥४॥

નિશ્ચય દેવતાઓ, સત્પુરુષો અને પિતા, એઓ સ્વભાવથીજ પ્રસન્ન થાય છે; જ્ઞાતિજનો સ્નાનપાનથી

અને પંડિતજનો પ્રિય વચન કહેવાથી પ્રસન્ન થાય છે. ૪

**निःस्पृहोनाधिकारी स्यान्नाकामो [illegible]ः ।**
**नाविदग्धः प्रियं ब्रूयात्स्पष्टवक्ता न वंचक ॥५॥**

જે નિઃસ્પૃહી છે તેને અધિકારની ઇચ્છા નહિ થાય; જે મનુષ્ય કામી નહિ હોય તેને શરીર શોભાવનારી વસ્તુઓમાં પ્રીતિ નહિ થાય; જે ચતુર નથી તેનાથી પ્રિય વચન નહિ બોલાય અને જે સ્પષ્ટવક્તા (મનમાં હોય તેવું કહી દેનારો) હોય છે તે ઠગારો નહિ થાય. ૫

# प्रकरण १२ मुं–विविध उपदेश विषे

**धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते ।**
**अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥१॥**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાંનું એક પણ જેની પાસે દેખાતું નથી; તેનો જન્મ બકરીના ગળાના આંચળની પેઠે નિરર્થક છે. ૧

**कर्मायत्तं फलं पुंसां बुद्धिः कर्मानुसारिणी ।**
**तथापि सुधियश्चार्याः सुविचार्यैव कुर्वते ॥२॥**

જો કે કર્મનેજ આધીન ફળ છે અને બુદ્ધિ પણ કર્મનેજ અનુસરે છે; તથાપિ બુદ્ધિમાન અને ઉત્તમ પુરુષો જે કાંઇ કરે છે તે પ્રથમ સારી રીતે વિચારે છે. ૨

**धर्मार्थकाममोक्षेषु यस्यैकोपि न विद्यते ।**
**जन्मफलं हि मर्त्येषु मरणं तस्य केवलम् ॥३॥**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પુરુષાર્થમાંથી કાંઈ પણ જેણે મેળવ્યું નહિ; તેનું આ મૃત્યુલોકમાં જન્મ થવાનું ફળ તો માત્ર એક મરણજ છે. ૩

**जीवन्तं मृतवन्मन्ये देहिनं धर्मवर्जितम् ।**
**मृतो धर्मेण संयुक्तो दीर्घजीवी न संशयः ॥४॥**

ધર્મરહિત પ્રાણીને જીવતો છતાં પણ મરેલા જેવો માનવો અને ધર્મયુક્ત પુરુષ મરવા છતાં પણ ચિરંજીવ છે એમાં સંશય નથી. ૪

**यावत्स्वस्थो ह्ययं देहो यावन्मृत्युश्च दूरतः ।**
**तावदात्महितं कुर्यात्प्राणांते किं करिष्यति ॥५॥**

જ્યાં સુધી દેહ નીરોગી છે અને જ્યાંસુધી મૃત્યુ દૂર છે; ત્યાં સુધીમાં પોતાનું કલ્યાણ કરી લેવું. ૫

**मुक्तिमिच्छसि चेत्तात विषयान्विषवत्त्यज ।**
**क्षमार्जवदयाशौचं सत्यं पीयूषवत्पिब ॥६॥**

હે ભાઇ ! જો તમને મોક્ષનીજ ઇચ્છા હોય તો તો વિષની પેઠે વિષયોને ત્યજી દો અને ક્ષમા, સરળતા, દયા, પવિત્રતા તથા સત્યનું અમૃતની પેઠે સેવન કરો. ૬

**यदीच्छसि वशीकर्तुं जगदेकेन कर्मणा ।**
**पुरा पंचदशास्येभ्यो गां चरंतीं निवारय ॥७॥**

હે મનુષ્ય! જો તું કદી એકજ કાર્ય વડે જગતને વશ કરવા ઈચ્છતો હોય તો પંદર મુખો વડે ચરી રહેલા મનને રોક. અર્થાત્ પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, એ પાંચ વિષયો મળીને પંદર મુખો સહિત સંસારમાં ભટકતા મનને રોક. ૭

**बन्धाय विषयासङ्गी मुक्तो निर्विषयं मनः ।**
**मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ॥८॥**

વિષયમાં આસક્ત મન બંધનનું કારણ છે અને વિષયમાં આસક્તિ વિનાનું મન મોક્ષનું કારણ છે. માટે મનુષ્યોના બંધ અને મોક્ષનું કારણ મનજ છે. ૮

**त्यज दुर्जनसंसर्गं भज साधुसमागमम् ।**
**कुरु पुण्यमहोरात्रं स्मर नित्यमनित्यताम् ॥९॥**

હે મનુષ્ય! દુર્જનોનો સંગ ત્યજી દઇ સાધુસમાગમ કર; રાતદિવસ પુણ્યકર્મો કર્યા કર અને વિષયોને અનિત્ય સમજી અવિનાશી પરમાત્માનું સ્મરણ કર્યા કર. ૯

**श्रुत्वा धर्मं विजानाति श्रुत्वा त्यजति दुर्मतिम् ।**
**श्रुत्वा ज्ञानमवाप्नोति श्रुत्वा मोक्षमवाप्नुयात् ॥१०॥**

શાસ્ત્રનું શ્રવણ કરવાથી મનુષ્ય ધર્મને જાણે છે; ખોટી બુદ્ધિ ત્યજી દે છે; જ્ઞાન પામે છે અને મોક્ષને પ્રાપ્ત થાય છે. (માટે મનુષ્યે શાસ્ત્રનું શ્રવણ કરવું જોઇએ.) ૧૦

**अनंतशास्त्रं बहुलाश्च विद्या अल्पश्च कालो बहुविघ्नता च ।**

यत्सारभूतं तदुपासनीयं हंसो यथा क्षीरमिवांबुमध्यात् ॥११

શાસ્ત્રો અનંત છે; વિદ્યા બહુ પ્રકારની છે; આયુષ્ય થોડું છે અને વિઘ્ન ઘણાં છે; માટે હંસ જળમાંથી દૂધજ ગ્રહણ કરે છે તેમ જે સારરૂપ હોય તેજ સેવવું યોગ્ય છે. ૧૧

धर्माख्याने श्मशाने च रोगिणां या मतिर्भवेत् ।
सा सर्वदैव तिष्ठेच्चेत्को न मुच्येत बंधनात् ॥१२॥

ધર્મકથા વા વ્યાખ્યાન સાંભળતી વખતે, શ્મશાનમાં અને રોગીના દુઃખ વખતે જેવી બુદ્ધિ ઉપજે છે; તેવી બુદ્ધિ જો સર્વદાજ રહેતી હોય તો તો બંધનથી કોણ ન છૂટે! ૧૨

पठंति चतुरो वेदान्धर्मशास्त्राण्यनेकशः ।
आत्मानं नैव जानंति दर्वी पाकरसं यथा ॥१३॥

જેમ કડછી પાકમાં ફર્યા કરવા છતાં પણ જડતાને લીધે તેનો સ્વાદ જાણી શકતી નથી; તેમ વિષયાસક્ત મનુષ્યો ચારે વેદ તથા અનેક ધર્મશાસ્ત્રો ભણે તોપણ પરમાત્માને યથાવત્ નથીજ જાણી શકતા. ૧૩

अग्निहोत्रं विना वेदा न च दानं विना क्रिया ।
न भावेन विना सिद्धिस्तस्माद्भावो हि कारणम् ॥१४

અગ્નિહોત્ર વિના વેદનું ભણવું; દાન વિનાની ધર્મક્રિયા અને આંતરિક ભાવ વિનાની કોઈ પણ બાબતની સિદ્ધિ થતી નથી. માટે હૃદયનો ભાવજ સર્વનું કારણ છે. ૧૪

न देवो विद्यते काष्ठे न पाषाणे न मृन्मये ।

**भावे हि विद्यते देवस्तस्माद्भावो हि कारणम् ॥१५॥**

પરમાત્મદેવ કાષ્ઠમાં નથી તેમ પાષાણમાં કે માટીની મૂર્તિમાં નથી, પણ અંતરની ભાવભક્તિમાંજ વિદ્યમાન છે. માટે ભાવજ સર્વનું કારણ છે. ૧૫

**माता च कमला देवी पिता देवो जनार्दनः ।**
**बांधवा विष्णुभक्ताश्च स्वदेशो भुवनत्रयम् ॥१६॥**

કમળાદેવી (લક્ષ્મી) જેની માતા છે; જનાર્દન દેવ જેના પિતા છે અને પ્રભુના ભક્તો જેના બંધુઓ છે; એવી ભાવનાવાળા ભક્તને ત્રણે ભુવન સ્વદેશરૂપ છે. ૧૬

**का चिंता मम जीवने यदि हरिर्विश्वंभरो गीयते**
**नोचेदर्भकजीवनाय जननीस्तन्यं कथं निःसरेत् ।**
**त्यालोच्य मुहुर्मुहुर्यदुपते लक्ष्मीपते केवलं**
**त्वत्पादांबुजसेवनेन सततं कालो मया नीयते ॥१७॥**

એક ભક્તે કહ્યું છે કે, જો શ્રીહરિ વિશ્વંભર-સર્વ કોઈનું પાલન કરનાર કહેવાય છે; તો પછી મારે નિર્વાહની શી ચિંતા છે? જો એમ ન હોય તો બાળકના નિર્વાહ માટે માતાના સ્તનમાં દૂધ ક્યાંથી નીકળત? એવો વારંવાર વિચાર કરીને હે યદુપતે! હે લક્ષ્મીપતે! નિરંતર આપના ચરણકમળના સેવનમાંજ મારો સમય ગાળું છું. ૧૭

**पुष्पे गंधं तिले तैलं काष्ठेऽग्निं पयसि घृतम् ।**
**इक्षौ गुडं तथा देहे पश्यात्मानं विवेकतः ॥१८॥**

જેમ પુષ્પમાં સુગંધ, તલમાં તેલ, કાષ્ઠમાં અગ્નિ, દૂધમાં ઘી અને શેરડીમાં ગોળ પ્રત્યક્ષ ન દેખાય તોપણ રહ્યાં છેજ; તેમ આ દેહમાં અદશ્યરૂપે રહેલો જડચૈતન્યના વિવેક વડે આત્મા પણ અદૃશ્ય છતાં તેને જાણવો. ૧૮

**देहाभिमाने गलिते ज्ञानेन परमात्मनः ।**
**यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥१९॥**

પરમાત્માનું યથાર્થ જ્ઞાન થઈ દેહાભિમાન નાશ પામે એટલે પછી મન જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેને સમાધિજ છે.

**गते शोको न कर्तव्यो भविष्यं नैव चिन्तयेत् ।**
**वर्तमानेन कालेन प्रवर्तन्ते विचक्षणाः ॥२०॥**

ગયેલી વસ્તુનો શોક અને ભવિષ્યકાળની ચિંતા ન કરતાં બુદ્ધિમાનો વર્તમાનકાળમાં ઉત્તમ પ્રકારે પ્રવર્તે છે. ૨૦

**एकवृक्षसमारूढा नानावर्णा विहंगमाः ।**
**प्रभाते दिक्षु दशसु यांति का परिदेवना ॥२१॥**

નાના પ્રકારનાં પક્ષીઓ એક વૃક્ષ પર બેઠાં હોય તેઓ પ્રભાતકાળે દશે દિશાએ વેરાઇ જાય તેનો શોક શો કરવો ? ૨૧

**यथा धेनुसहस्रेषु वत्सो गच्छति मातरम् ।**
**तथा यच्च कृतं कर्म कर्त्तारमनुगच्छति ॥२२॥**

હજારો ગાયો છતાં વાછડું જેમ પોતાની માતા પાસેજ જાય છે; તેમ જે કાંઇ સારૂં યા ખોટું કર્મ કર્યું હોય તે જઇને તેના કરનારનેજ ફળ આપે છે. ૨૨

**स्वयं कर्म करोत्यात्मा स्वयं तत्फलमश्नुते ।**
**स्वयं भ्रमति संसारे स्वयं तस्माद्विमुच्यते ॥२३॥**

જે મનુષ્ય પોતે સારાં યા ખોટાં કર્મ કરે છે તે પોતેજ તેનું સુખ કિંવા દુઃખરૂપી ફળ ભોગવે છે અને પોતેજ સંસારમાં ભ્રમણ કર્યા કરે છે; તેમ જો તે જ્ઞાન મેળવી પોતાનાં આચરણ પણ તેવાં કરે તો સંસારથી તે મુક્ત પણ થાય છે.

**आत्मापराधवृक्षस्य फलान्येतानि देहिनाम् ।**
**दारिद्र्यरोग दुःखानि बंधनव्यसनानि च ॥२४॥**

મનુષ્યોને દરિદ્રતા, રોગ, દુઃખ, બંધન અને વિપત્તિ, એ સર્વ પોતે કરેલા અપરાધરૂપી વૃક્ષનાંજ ફળ છે. ૨૪

**अग्निरापः स्त्रियो मूर्खः सर्पो राजकुलानि च ।**
**नित्यं यत्नेन सेव्यानि सद्यः प्राणहराणि षट् ॥२५॥**

અગ્નિ, જળ, સ્ત્રી, મૂર્ખ, સર્પ અને રાજકુળ, એ છ વાનાં તત્કાળ પ્રાણ હરે એવાં છે. માટે એ બધાં સર્વદા યત્નપૂર્વક–સાવધાનીથી સેવવા જેવાં છે. ૨૫

**अत्यासन्ना विनाशाय दूरस्था न फलप्रदाः ।**
**सेव्यतां मध्यभागेन राजा वह्निर्गुरुः स्त्रियः ॥२६॥**

રાજા, અગ્નિ, ગુરુ અને સ્ત્રી, એઓ અતિ સમીપ રહેવાથી વિનાશ કરનારાં થાય છે અને દૂર રહેવાથી તેઓ ફળદાયક થતાં નથી; માટે તે વચલે રસ્તેજ સેવવાં. ૨૬

**लुब्धमर्थेन गृह्णीयात्स्तब्धमंजलिकर्मणा ।**

**मूर्खं छंदानुवृत्त्या च यथार्थत्वेन पण्डितः ॥२७॥**

લોભીને ધનથી, અહંકારીને હાથ જોડીને, મૂર્ખને તેની મરજી પ્રમાણે વર્તીને અને પંડિતને યથાર્થ રીતે વર્તીને ગ્રહણ કરવા. ૨૭

**प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यंति जन्तवः ।**
**तस्मात्तदेव वक्तव्यं वचने का दारिद्रता ॥२८॥**

પ્રિય વાક્ય કહેવાથી સર્વ પ્રાણી પ્રસન્ન થાય છે; માટે મનુષ્યોએ તેવુંજ બોલવું યોગ્ય છે. વચનમાં દરિદ્રતા શી ?

**शकटं पंच हस्तेन दशहस्तेन वाजिनम् ।**
**हस्तिनं तु सहस्रेण देशत्यागेन दुर्जनम् ॥२९॥**

ગાડાથી પાંચ હાથ, ઘોડાથી દશ હાથ, હાથીથી હજાર હાથ અને દુર્જનથી દેશનો પણ ત્યાગ કરીને દૂર રહેવું. ૨૯

**लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं त्यागशीलता ।**
**पंच यत्र न विद्यंते न कुर्यात्तत्र संगतिम् ॥३०॥**

જ્યાં નિર્વાહનું સાધન, ભય, લજ્જા, કુશળતા અને ઉદારતા, એ પાંચ વાનાં ન હોય તે લોકોની સંગતિ કરવી નહિ.

**धनिकः श्रोत्रियो राजा नदी वैद्यस्तु पंचमः ।**
**पंच यत्र न विद्यंते न तत्र दिवसं वसेत् ॥३१॥**

જ્યાં ધનવાન, શાસ્ત્રવેત્તા, રાજા, નદી અને પાંચમો વૈદ્ય, એ પાંચ વાનાં ન જણાય ત્યાં એક દિવસ પણ વસવું નહિ.

**उपसर्गेऽन्यचक्रे च दुर्भिक्षे च भयावहे ।**
**असाधुजनसंपर्के यः पलायति जीवति ॥ ३२ ॥**

ઉપદ્રવ જાગે ત્યારે, શત્રુ ચઢી આવે ત્યારે, ભયંકર દુષ્કાળના સમયમાં અને ખળ પુરુષોના સંગથી જે દૂર ભાગે છે તે જીવતો રહે છે. ૩૨

**वरं प्राणपरित्यागो मानभंगेन जीवनात् ।**
**प्राणत्यागो क्षणं दुःखं मानभंगे दिने दिने ॥ ३३ ॥**

માનભંગ થઇને જીવવા કરતાં પ્રાણનો પરિત્યાગ કરવો શ્રેષ્ઠ છે. કેમકે પ્રાણત્યાગ સમયે ક્ષણ વારજ દુઃખ થાય છે અને માનભંગ થવાથી તો સર્વદા દુઃખ થાય છે. ૩૩

**मुहूर्तमपि जीवेच्च नरः शुक्लेन कर्मणा ।**
**न कल्पमपि कष्टेन लोकद्वयविरोधिना ॥३४॥**

શુભ કર્મ કરીને મનુષ્ય બે ઘડી જીવે તે પણ શ્રેષ્ઠ છે; પરંતુ આ લોક તથા પરલોકનાં વિરોધી એવાં દુષ્ટ કર્મ કરીને કલ્પપર્યંત જીવવું એ દુઃખદાયક છે. ૩૪

**विद्यार्थी सेवकः पान्थः क्षुधार्तो भयकातरः ।**
**भांडारी प्रतिहारश्च सप्तसुप्तान्प्रबोधयेत् ॥३५॥**

વિદ્યાર્થી, સેવક, પ્રવાસી, ભૂખ્યો, ભયભીત, ભંડારી અને દ્વારપાળ, એ સાતને સૂતા હોય તો જગાડવા જોઈએ.

**अहिं नृपं च शार्दूलं किटिं च बालकं तथा ।**
**परश्वानं च मूर्खं च सप्त सुप्तान्न बोधयेत् ॥३६॥**

સર્પ, રાજા, વાઘ, ભુંડ, બાળક, બીજાનો કૂતરો અને મૂર્ખ, એ સાતને સૂતા હોય તો જગાડવા નહિ. ૩૬

अर्थनाशं मनस्तापं गृहिणीचरितानि च ।
नीचवाक्यं चापमानं मतिमान्न प्रकाशयेत् ॥३७॥

ધનનો નાશ, મનનો સંતાપ, પોતાની સ્ત્રીની વર્તણુંક, નીચ મનુષ્યે કહેલાં વચન અને કોઈએ પોતાનું કરેલું અપમાન, એટલાં વાનાં બુદ્ધિમાન માણસે પ્રગટ કરવાં નહિ.

कः कालः कानि मित्राणि को देशः कौ व्ययागमौ ।
कस्याहं का च मे शक्तिरिति चिन्त्यं मुहुर्मुहुः ॥३८॥

સમય કેવો છે? મિત્રો કોણ છે? દેશ કેવો છે? આવક અને ખર્ચ કેવાં છે? હું કોનો છું? અને મારામાં શક્તિ કેટલી છે? એ સર્વ મનુષ્યે વારંવાર વિચારવાં જોઈએ.

जलबिंदुनिपातेन क्रमशः पूर्यते घटः ।
स हेतुः सर्वविद्यानां धर्मस्य च धनस्य च ॥३९॥

જળનું એક એક ટીપું પડવાથી ક્રમે કરીને ઘડો ભરાઇ જાય છે; તેમ સર્વ પ્રકારની વિદ્યા, ધન અને ધર્મ સંપાદન કરવામાં પણ એજ ધોરણ ધ્યાનમાં રાખીને પ્રયત્ન કરવો.

त्यजेद्धर्मं दयाहीनं विद्याहीनं गुरुं त्यजेत् ।
त्यजेत्क्रोधमुखीं भार्यां निःस्नेहान्बांधवाँस्त्यजेत् ॥४०

દયારહિત ધર્મ ત્યજવો, વિદ્યારહિત ગુરુને ત્યજવો, ક્રોધમુખી સ્ત્રી ત્યજવી અને સ્નેહરહિત બાંધવોને ત્યજવા. ૪૦

विनयं राजपुत्रेभ्यः पंडितेभ्यः सुभाषितम् ।
अनृतं द्यूतकारेभ्यः स्त्रीभ्यः शिक्षेत कैतवम् ॥४१॥

વિનય રાજપુત્રો પાસેથી, સુંદર વચનો પંડિતો પાસેથી,

અસત્ય જુગારીઓ પાસેથી અને છળ સ્ત્રીઓ પાસેથી શીખવું–અર્થાત્ તે તે મનુષ્યોમાં તે તે ગુણો વિશેષ હોય છે.

**दाने तपसि शौर्ये वा विज्ञाने विनये नये ।**
**विस्मयो न हि कर्तव्यो बहुरत्ना वसुंधरा ॥४२॥**

દાનમાં, તપમાં, પરાક્રમમાં, વિજ્ઞાનમાં, નમ્રતામાં અને નીતિમાં કોઇને કુશળ જોઇને આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ કે આ વસુંધરા (પૃથ્વી) બહુ રત્નોવાળી છે.૪૨

**यत्रोदकं तत्र वसंति हंसास्तथैव शुष्कं परिवर्जयन्ति ।**
**न हंसतुल्येन नरेण भाव्यं पुनस्त्यजंतः पुनराश्रयन्तः ॥**

જ્યાં પાણી હોય છે ત્યાંજ હંસ વસે છે અને સૂકું પડી જતાં તે સ્થળ છોડી દે છે; તેની પેઠે મનુષ્યે વારંવાર ત્યાગ કરવાનો અને આશ્રય કરવાનો સ્વભાવ રાખવો નહિ. ૪૩

**संतोषस्त्रिषु कर्तव्यः स्वदारे भोजने धने ।**
**त्रिषू चैव न कर्तव्योऽध्ययने जपदानयोः ॥४४॥**

પોતાની સ્ત્રી, ભોજન અને ધન, આ ત્રણ બાબતોમાં મનુષ્યે સંતોષ રાખવો; પરંતુ વિદ્યાભ્યાસ, જપ અને દાન, એ ત્રણ બાબતોમાં સંતોષ ન રાખવો.૪૪

**पादाभ्यां न स्पृशेदग्निं गुरुं ब्राह्मणमेव च ।**
**नैव गां न कुमारीं च न वृद्धं न शिशुं तथा ॥४५॥**

અગ્નિ, ગુરુ, બ્રાહ્મણ, ગાય, કુમારિકા, વૃદ્ધ તથા બાળક, એટલાંને પગથી સ્પર્શ કરવો નહિ. ૪૫

# प्रकरण १३ मुं–विविध सुवाक्य

जले तैलं खले गुह्यं पात्रे दानं मनागपि ।
प्राज्ञे शास्त्रं स्वयं याति विस्तारं वस्तुशक्तितः ॥१॥

જળમાં તેલ, દુર્જનમાં છાની વાત, સુપાત્રને દાન અને બુદ્ધિમાનમાં શાસ્ત્ર; એ વસ્તુઓ થોડી થોડી હોય તોપણ તે તે પાત્રોની શક્તિને લીધે તે આપોઆપ વિસ્તાર પામે છે.

वित्तेन रक्ष्यते धर्मो विद्या योगेन रक्ष्यते ।
मृदुना रक्ष्यते भूपः सत्स्त्रिया रक्ष्यते गृहम् ॥२॥

ધનથી ધર્મની, યોગથી જ્ઞાનની, કોમળતાથી રાજાની અને રૂડી સ્ત્રીથી ઘરની રક્ષા થાય છે. ૨

अधना धनमिच्छन्ति वाचं चैव चतुष्पदाः ।
मानवाः स्वर्गमिच्छंति मोक्षमिच्छंति देवताः ॥३॥

નિર્ધન ધનને, પશુઓ વાચાને, મનુષ્યો સ્વર્ગને અને દેવતાઓ મોક્ષને ઈચ્છે છે–અર્થાત્ આ જગતમાં ઇચ્છાવિનાનું કોઈ નથી. ૩

अशक्तस्तु भवेत्साधुर्ब्रह्मचारी च निर्धनः ।
व्याधिष्ठो देवभक्तश्च वृद्धा नारी पतिव्रता ॥४॥

અશક્ત મનુષ્ય સાધુ થાય છે; નિર્ધન બ્રહ્મચારી થાય છે; રોગિષ્ઠ દેવભક્ત બને છે અને વૃદ્ધ સ્ત્રી પતિવ્રતા થાય છે.

**गंधः सुवर्णे फलमिक्षुदंडे नाकारी पुष्पं खलु चंदनस्य।
विद्वान्धनीभूपतिर्दीर्घजीवी धातुः पुरा कोऽपि न बुद्धिदोऽभूत् ॥५॥**

સુવર્ણમાં સુગંધ, શેરડીમાં ફળ, ચંદનના વૃક્ષને ફૂલ, ધનવાળો વિદ્વાન અને લાંબા આયુષ્યવાળો રાજા; એટલાં વાનાં વિધાતાએ ન કર્યાં તેથી એમ જણાય છે કે, ખરેખર સૃષ્ટિ રચતી વખતે તેને કોઈ બુદ્ધિ આપનાર ન હતું. ૫

**शुद्धं भूमिगतं तोयं शुद्धा नारी पतिव्रता ।
शुचिः क्षेमकरो राजा संतुष्टो ब्राह्मणः शुचिः ॥६॥**

ભૂમિ પર પડેલું જળ શુદ્ધ છે; પતિવ્રતા નારી શુદ્ધ છે; પ્રજાનું ક્ષેમ (રક્ષણ) કરનારો રાજા પવિત્ર છે અને સંતોષી બ્રાહ્મણ પવિત્ર છે. ૬

**अजीर्णे भेषजं वारी जीर्णे वारि बलप्रदम् ।
भोजने चामृतं वारि भोजनांते विषप्रदम् ॥७॥**

અજીર્ણ ઉપર જળ ઔષધરૂપ છે; પચી ગયા પછી જળ બળદાયક છે; ભોજનની મધ્યમાં જળ અમૃતરૂપ છે અને ભોજનની છેવટે પીધેલું જળ વિષ જેવું છે. ૭

**तुष्यन्ति भोजने विप्रा मयूरा घनगर्जिते ।
साधवः प संपत्तौ खलाः परविपत्तिषु ॥८॥**

ભોજનસમયે બ્રાહ્મણો, મેઘ ગર્જવાથી મોર, બીજાને સંપત્તિ મળવાથી સજ્જનો અને બીજાને વિપત્તિ આવ-

વાથી ખળ પુરુષો પ્રસન્ન થાય છે. ૮

**ऋणकर्ता पिता शत्रुर्माता च व्यभिचारिणी ।**
**भार्या रूपवती शत्रुः पुत्रः शत्रुरपण्डितः ॥९॥**

ઋણ કરનારો પિતા શત્રુ છે; વ્યભિચારિણી માતા શત્રુ છે; રૂપવાળી સ્ત્રી શત્રુ છે અને ભણ્યા વિનાનો પુત્ર શત્રુ છે.

**लुब्धानां याचकः शत्रु मूर्खाणां बोधको रिपुः ।**
**जारस्त्रीणां पतिः शत्रुश्चौराणां चंद्रमा रिपुः ॥१०॥**

લોભીઆઓને યાચક શત્રુ ભાસે છે; મૂર્ખાઓને બોધ કરનારો શત્રુ ભાસે છે; વ્યભિચારિણી સ્ત્રીઓને સ્વામી શત્રુ ભાસે છે અને ચોરોને ચંદ્રમા શત્રુ ભાસે છે.૧૦

**भ्रमन्संपूज्यते राजा भ्रमन्संपूज्यते द्विजः ।**
**भ्रमन्संपूज्यते योगी स्त्री भ्रमन्ती विनश्यति ॥११॥**

રાજા, દ્વિજ અને યોગી એઓ ભ્રમણ (પ્રવાસ) કરવાથી પૂજાય છે; અને સ્ત્રી ભ્રમણ કરવાથી વિનાશ પામે છે. ૧૧

**अयममृतनिधानं नायकोऽप्यौषधीना-**
**ममृतमयशरीरः कांतियुक्तोऽपि चन्द्रः ।**
**भवति विगतरश्मिर्मंडलं प्राप्य भानोः**
**परसदननिविष्टः को लघुत्वं न याति ॥१२॥**

પારકે ઘેર જવાથી હલકાઇ કોણ નથી પામતો ? ચંદ્રમા અમૃતનો ભંડાર, ઔષધિનો અધિપતિ, અમૃતમય શરીરવાળો અને તેજસ્વી હોવા છતાં પણ સૂર્યમંડળમાં

જવાથી નિસ્તેજ થઇ જાય છે. ૧૨

**तृणं लघु तृणात्तूलस्तूलादपि च याचकः ।**
**वायुना किं न नीतोसौ मामयं याचयिष्यति ।।१३।।**

સર્વ કરતાં તૃણ, તૃણ કરતાં રૂ અને રૂ કરતાં પણ યાચક હલકો છે; છતાં તેને વાયુ કેમ નથી ઉરાડી દેતો ? કારણ કે વાયુ એમ બીએ છે કે, કદાચ મારી પાસેયે કાંઇક માગશે !

**विप्रास्मिन्नगरे महान्कथय कस्तालद्रुमाणां गणः**
**को दाता रजको ददाति वसनं प्रातर्गृहीत्वा निशि ।**
**को दक्षः परवित्त·ारहरणे सर्वोऽपि दक्षो जनः**
**कस्माज्जीवासि हे सखे विषकृमिन्यायेन जीवाम्यहम् १४**

**પ્રશ્ન**–હે વિપ્ર ! કહો કે, આ નગરમાં મહાન કોણ છે ?

**ઉત્તર**–તળાવકિનારે આવેલો ઝાડોનો સમુદાય.

**પ્રશ્ન**–આ નગરમાં દાતા કોણ છે ?

**ઉત્તર**–ધોબી. કેમકે તે દરરોજ સવારમાં વસ્ત્ર લે છે અને રાત્રે પાછાં આપી દે છે.

**પ્રશ્ન**–આ નગરમાં ચતુર કોણ છે ?

**ઉત્તર**–પરધન અને પરસ્ત્રી હરવામાં સર્વ કોઇ ચતુર છે.

**પ્રશ્ન**–હે મિત્ર ! આવા નગરમાં તું કેવી રીતે જીવે છે?

**ઉત્તર**–ઝેરનો કીડો ઝેરમાં જીવે છે, તેમ હું પણ જીવું છું. ૧૪

**हस्ती स्थूलतनुः स चांकुशवशः किं हस्तिमात्रोंऽकुशो**
**दीपे प्रज्वलिते प्रणश्यति तमः किं दीपमात्रं तमः ।**
**वज्रेणापि हताः पतन्ति गिरयः किं वज्रमात्रा नगा-**
**स्तेजो यस्य विराजते स बलवान्स्थूलेषु कः प्रत्ययः ॥१५**

હાથી મોટા શરીરવાળો છતાં અંકુશને વશ રહે છે તેથી શું તે અંકુશ હાથીના જેવડું મોટું છે? દીપક પ્રકટવાથી અંધારૂં નાશ પામે છે તેથી શું તે દીપક અંધારા જેવડો મોટો છે? અને, વીજળી પડવાથી પર્વતો પડી જાય છે તેથી વીજળી શું પર્વત જેવડી મોટી છે? અર્થાત્ નહિજ. પણ એથી આ વાત સમજાય છે કે, બળનો આધાર મોટા-પણા ઉપર નથી; પણ જેનામાં તેજસ્વીપણું વિરાજમાન હોય છે તેજ બળવાન છે. ૧૫

**कोकिलानां स्वरो रूपं स्त्रीणां रूपं पतिव्रतम् ।**
**विद्यारूपं कुरूपाणां क्षमा रूपं तपस्विनाम् ॥१६॥**

કોયલનું રૂપ તેના સ્વરમાં રહેલું છે; સ્ત્રીનું રૂપ તેનું પતિવ્રતપણું છે; કુરૂપ મનુષ્યનું રૂપ વિદ્યા છે તથા તપ-સ્વીનું રૂપ ક્ષમા છે. ૧૬

**अति रूपेण वै सीता अतिगर्वेण रावणः ।**
**अतिदानाद्बलिर्बद्धो ह्यति सर्वत्र वर्जयेत् ॥१७॥**

અતિશયરૂપ હોવાથી સીતાનું હરણ થયું; અતિ ગર્વ કરવાથી રાવણનો નાશ થયો અને અતિ દાન કરવાથી બલિ

રાજાને બંધન થયું.* માટે अति सर्वत्र वर्जयेत् અર્થાત્ અતિશયપણું સર્વ બાબતમાં ત્યજવું. ૧૭

**दानेन पाणिर्न तु कंकणेन स्नानेन शुद्धिर्न तु चंदनेन ।**
**मानेन तृप्तिर्न तु भोजनेन ज्ञानेन मुक्तिर्न तु मुंडनेन॥**

હાથની શોભા દાન કરવામાં રહેલી છે; ઘરેણાં પહેરવામાં નહિ. શરીરશુદ્ધિ સ્નાન કરવામાં રહી છે; ચંદનનો લેપ કરવામાં નહિ. તૃપ્તિ સન્માનથી થાય છે; ભોજનથી નહિ. મુક્તિ અધ્યાત્મજ્ઞાનમાં તથા તે મુજબના આચરણમાં રહેલી છે; માથું મુંડાવવામાં કે સાધુનો વેષ (ભેખ) લેવામાં નહિ.

**नास्ति कामसमो व्याधिर्नास्ति मोहसमो रिपुः ।**
**नास्ति कोपसमो वह्निर्नास्ति ज्ञानात्परं सुखम् ॥१९॥**

કામ સમાન વ્યાધિ નથી; મોહ સમાન શત્રુ નથી; ક્રોધ સમાન અગ્નિ નથી અને જ્ઞાન જેવું પરમ સુખ નથી.૧૯

---

* અનેક સમ્રાટોના સુખવૈભવથી અત્યંત શ્રેષ્ઠ એવો પરમ પદાર્થ પોતાનું સામ્રાજ્ય અને સર્વસ્વ દાનમાં આપી દઇને સમ્રાટ હરિશ્ચંદ્રે સદાને માટે મેળવ્યો હતો; તથા સમ્રાટ બલિરાજાને તો વ્યવહારદક્ષ ગુરુ શુક્રાચાર્યે ચેતાવવા છતાં પણ પરમાર્થદક્ષ બલિએ તે નહિ ગણકારતાં પોતાનું નશ્વર સમ્રાટ્પદ આપી દઇને તેના કરતાં સર્વ પ્રકારે અનંત શ્રેષ્ઠ એવો પરમ પદાર્થ સદાને માટે પ્રાપ્ત કર્યો હતો; પણ ગ્રંથકાર ચાણક્યને લૌકિક પદાર્થોજ ઇષ્ટ હોવાથી ઉપર મુજબ કરવામાં બલિરાજાને નુકસાન માની લે એ સ્વાભાવિકજ છે. ખરાબ ભિક્ષુ

नान्नोदकसमं दानं न तिथिर्द्वादशी समा।
न गायत्र्याः परो मंत्रो न मातुर्दैवतं परम् ॥२०॥

અન્ન અને પાણી સમાન બીજું દાન નથી; દ્વાદશી સમાન તિથિ નથી; ગાયત્રી સમાન બીજો શ્રેષ્ઠ મંત્ર નથી અને માતા સમાન બીજું પરમ દૈવત નથી. ૨૦

नास्ति मेघसमं तोयं नास्ति चात्मसमं बलम् ।
नास्ति चक्षुःसमं तेजो नास्ति चान्नसमं प्रियम् ॥२१॥

મેઘ સમાન જળ નથી; આત્મબળ સમાન બળ નથી; નેત્ર સમાન તેજ નથી અને અન્ન જેવું બીજું પ્રિય નથી.

गृहासक्तस्य नो विद्या नो दया मांसभोजिनः ।
द्रव्यलुब्धस्य नो सत्यं स्त्रैणस्य न पवित्रता ॥२२॥

ઘરમાં આસક્તિવાળામાં વિદ્યા હોતી નથી; માંસાહારીમાં દયા હોતી નથી; દ્રવ્યલોભીમાં સચ્ચાઇ હોતી નથી અને વ્યભિચારીમાં પવિત્રતા હોતી નથી. ૨૨

राजा वेश्या यमश्चाग्निस्तस्करो बालयाचकौ ।
परदुःखं न जानंति ह्यष्टमो ग्रामकंटकः ॥२३॥

રાજા, વેશ્યા, યમ, અગ્નિ, ચોર, બાળક, માગણ અને ગામલોકોને દુઃખ દેનાર; એ આઠ પરાયું દુઃખ જાણતાં નથી.

न पश्यंति च जन्मान्धाः कामान्धो नैव पश्यति ।
मदोन्मत्ता न पश्यंति अर्थी दोषं न पश्यति ॥२४॥

જન્માંધ જોઈ શકતો નથી તેમ કામાંધ પણ કશું જોઇ

શકતો નથી; અને મદોન્મત્ત સારૂં-નરસું જોઈ શકતો નથી તેમ સ્વાર્થી પણ દોષને જોઇ શકતો નથી. ૨૪

**कोऽतिभारः समर्थानां किं दूरं व्यवसायिनाम् ।**
**को विदेशः सविद्यानां कः परः प्रियवादिनाम् ॥२५॥**

સમર્થને વધારે ભાર કેવો! નિશ્ચયવાળાને છેટું કેવું! વિદ્વાનને પરદેશ કેવો! અને પ્રિયવાદીને પરાયું કોણ! ૨૫

**कस्य दोषः कुले नास्ति व्याधिना के न पीडिताः ।**
**व्यसनं केन न प्राप्तं कस्य सौख्यं निरन्तरम् ॥२६॥**

કોના કુળમાં દોષ નથી? રોગથી કોણ પીડાયું નથી? દુઃખ કોને નથી આવતું અને સુખ સદાય કોને રહે છે?

**कवयः किं न पश्यंति किन्न कुर्वंति योषितः ।**
**मद्यपाः किं न जल्पंति किं न खादंति वायसाः ॥२७॥**

મહાત્માઓ શું નથી જાણતા? સ્ત્રીઓ શું નથી કરી શકતી? મદ્ય પીનાર શું નથી બકતા? કાગડા શું નથી ખાતા?

**कोर्थान्प्राप्य न गर्वितो विषयिणः कस्याप ोस्तं गताः**
**स्त्रीभिः कस्य न खण्डितं भुवि मनः को नाम राज्ञां प्रियः।**
**कः कालस्य न गोचरान्तरगतः कोऽर्थी गतो गौरवं**
**को वा दुर्जनवागुरासु पतितः क्षेमेण यातः पुमान् ॥२८**

ધન પ્રાપ્ત થતાં અભિમાની કોણ નથી થતો? કયા વિષયી પુરુષની આપત્તિ મટી ગઈ? જગતમાં સ્ત્રીઓએ કોનું મન વિકારી નથી કર્યું? રાજાને સદાય પ્રિય કોણ

થયું છે ? કાળને વશ કોણ નથી થતું ? કયા સ્વાર્થીએ મોટાઈ મેળવી ? દુર્જન કિંવા દુર્ગુણોમાં પડીને આ સંસારના માર્ગમાંથી કયો મુસાફર ક્ષેમકુશળ ગયો ? ૨૮

**लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः**
**सत्यं चेत्तपसा च किं शुचि मनो यद्यस्ति तीर्थेन किम् ।**
**सौजन्यं यदि किं गुणैः सुमहिमा यद्यस्ति किं मंडनैः**
**सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना॥२९॥**

મનુષ્યમાં જો એક લોભરૂપી અવગુણ હોય તો બીજા અવગુણનું શું પ્રયોજન છે ? જો ચાડિયાપણું હોય તો બીજાં પાપોનું શું પ્રયોજન ? જો સત્ય હોય તો તપનું શું પ્રયોજન? મન શુદ્ધ હોય તો તીર્થનું શું પ્રયોજન? સજ્જનતા હોય તો બીજા ગુણોનું શું પ્રયોજન ? કીર્તિ હોય તો આભૂષણનું શું પ્રયોજન ? સદ્‌વિદ્યા હોય તો ધનનું શું પ્રયોજન અને અપકીર્તિ હોય તો મૃત્યુનું શું પ્રયોજન ?

**बलं विद्या च विप्राणां राज्ञां सैन्यं बलं तथा ।**
**बलं वित्तं च वैश्यानां शूद्राणां च कनिष्ठिका ॥३०॥**

વિપ્રોનું બળ વિદ્યા છે; રાજાઓનું બળ સૈન્ય છે; વૈશ્યોનું બળ લક્ષ્મી છે અને શૂદ્રોનું બળ સેવા છે. ૩૦

**बाहुवीर्यबलं राज्ञो ब्राह्मणो ब्रह्मविद्बली ।**
**रूपयौवनमाधुर्यं स्त्रीणां बलमनुत्तमम् ॥३१॥**

બાહુમાં પરાક્રમ હોવું એ રાજાનું ખરું બળ છે; બ્રહ્મ-

વેત્તા થવું એ બ્રાહ્મણનું ખરૂં બળ છે; ૩૫, યૌવન અને મધુરતા, એ સ્ત્રીઓનું સર્વોત્તમ બળ છે. ૩૧

**धनधान्यप्रयोगेषु विद्यासंग्रहणेषु च ।**
**आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत् ॥३२॥**

ધન અને ધાન્યના વ્યાપારમાં, વિદ્યા ભણવામાં, આહારમાં અને વ્યવહારમાં લજ્જા ત્યજનારો સુખી થાય છે. ૩૨

**तद्भोजनं यद्द्विजभुक्तशेषं तत्सौहृदं यत्क्रियते परस्मिन्।**
**सा प्राज्ञता या न करोति पापं दंभं विना यः क्रियते स धर्मः**

દ્વિજને જમતાં શેષ રહ્યું હોય તેજ ભોજન છે; બીજાનું સ્વાર્થ વિનાજ હિત કરવું તેજ સુહૃદપણું છે. પાપ ન કરવું તેજ જ્ઞાનીપણું છે; (કેમકે શુષ્ક જ્ઞાનીઓની અને બગભક્તોની અનીતિ કિંવા સ્વાર્થસાધના એ બ્રહ્મવિદ્યા નહિ પણ ઠગવિદ્યા છે) અને દંભવિના (કહી બતાવ્યા વિના તથા આડંબર વિના) જે કર્તવ્ય કરવું તેજ ધર્મ છે. ૩૩

**एकाकिना तपो द्वाभ्यां पठनं गायनं त्रिभिः ।**
**चतुर्भिर्गमनं क्षेत्रं पंचभिर्बहुभीरणम् ॥३४॥**

તપ કરવામાં એકલા, ભણવામાં બે જણ, ગાયનમાં ત્રણ, પ્રવાસમાં ચાર, ખેતી કરવામાં પાંચ અને યુદ્ધ કરવામાં બહુ માણસો હોય એજ ઠીક છે. ૩૪

**बहूनां चैव सत्त्वानां समवायो रिपुंजयः ।**
**वर्षाधाराधरो मेघस्तृणैरपि निवार्यते ॥३५॥**

તૃણોનો જો સમૂહ હોય તો તે પણ વર્ષાઋતુમાં વરસતા ધોધમાર મેઘનું પણ નિવારણ કરે છે; તેમ ઘણા મનુષ્યોનો સમુદાય હોય તો તે શત્રુને જીતે છે એ નિશ્ચય છે. ૩૫

**उत्पन्नपश्चात्तापस्य बुद्धिर्भवति यादृशी ।**
**तादृशी यदि पूर्वं स्यात्कस्य न स्यान्महोदयः ॥३६॥**

નિંદ્ય કર્મ કર્યા પછી પશ્ચાત્તાપ (પસ્તાવો) કરતી વખતે મનુષ્યને જેવી બુદ્ધિ ઉપજે છે, તેવી બુદ્ધિ જો પ્રથમ-થીજ થાય તો તો કોનો ઉદય ન થાય? ૩૬

**तादृशी जायते बुद्धिर्व्यवसायोऽपि तादृशः ।**
**सहायास्तादृशा एव यादृशी भवितव्यता ॥३७॥**

ભાવિમાં જેવું થવાનું હોય તેવી બુદ્ધિ ઉપજે છે; ઉપાય પણ તેવો સૂઝે છે અને સહાય પણ તેવીજ મળે છે. ૩૭

**न निर्मिता केन न दृष्टपूर्वा न श्रूयते हेममयी कुरंगी ।**
**तथापि तृष्णा रघुनंदनस्य विनाशकाले विपरीतबुद्धिः ॥**

સુવર્ણની મૃગલી પૂર્વે કોઇએ રચી નહોતી, તેમ જોઇ કે સાંભળી પણ નહોતી; છતાં રામચંદ્રજીને તેનીજ ઇચ્છા થઇ. માટે કહેવત છે કે "વિનાશકાળે વિપરીત બુદ્ધિ." ૩૮

**मूर्खशिष्योपदेशेन दुष्टस्त्रीभरणेन च ।**
**दुःखितैः संप्रयोगेण पंडितोप्यवसीदति ॥ ३९ ॥**

મૂર્ખ શિષ્યને ઉપદેશ કરવાથી, દુષ્ટ સ્ત્રીનું ભરણ-પોષણ કરવાથી અને દુઃખી સાથે વધુ વ્યવહાર રાખવાથી

પંડિત પણ દુઃખી થાય છે. ૩૯

कुराजराज्येन कुतः प्रजासुखं
कुमित्रमित्रेण कुतोभिनिर्वृति ॥
कुदारदारैश्च कुतो गृहे रतिः
कुशिष्यमध्यापयतः कुतो यशः ॥४०॥

ખરાબ રાજાના રાજ્યમાં સુખ ક્યાંથી ! કુમિત્રની મિત્રતામાં નિવૃત્તિ ક્યાંથી ! દુર્ગુણી સ્ત્રીવાળાને ઘરમાં પ્રીતિ ક્યાંથી ! અને ખરાબ શિષ્યને ભણાવવાથી યશ ક્યાંથી ? ૪૦

वरं न राज्यं न कुराजराज्यं वरं न मित्रं न कुमित्रमित्रम् ।
वरं न शिष्यो न कुशिष्यशिष्यो वरं न दारा न कुदारदाराः

રાજ્ય ન હોય તે સારૂં, પણ ખરાબ રાજાનું રાજ્ય સારૂં નથી. મિત્ર ન હોય તે સારૂં પણ કુમિત્ર મિત્ર સારો નહિ. શિષ્ય ન હોય તે સારૂં પણ ખરાબ શિષ્ય હોય તે સારો નહિ. સ્ત્રી ન હોય તે સારૂં પણ ખરાબ સ્ત્રી હોય તે સારી નહિ.

कुग्रामवासः कुलहीनसेवा कुभोजनं क्रोधमुखी च भार्या ।
पुत्रश्च मूर्खो विधवा च कन्या विनाग्निना षट् प्रदहंति कायम् ॥ ४२ ॥

ખરાબ ગામમાં વાસ, કુળહીનની સેવા, ખરાબ ભોજન, ક્રોધમુખી સ્ત્રી, મૂર્ખ પુત્ર અને વિધવા પુત્રી, એ છ વાનાં અગ્નિવિનાજ શરીરને બાળે છે. ૪૨

कांतावियोगः स्वजनापमानो रणस्य शेषः कुनृपस्य सेवा ।

**दरिद्रभावो विषमा सभा च विनाग्निमेते प्रदहन्ति कायम् ॥**

સારી સ્ત્રીનો વિયોગ, પોતાના મનુષ્યોએ કરેલું અપમાન, યુદ્ધમાં જીવતો રહેલો શત્રુ, દુર્ગુણી રાજાની સેવા, નિર્ધનતા અને વિષમ–વિપરીત સભા, એટલાં વાનાં વિના અગ્નિએ શરીરને બાળે છે. ૪૩

**निर्गुणस्य हतं रूपं दुःशीलस्य हतं कुलम् ।**
**असिद्धस्य हता विद्या अभोगेन हतं धनम् ॥४४॥**

ગુણ વિનાનું રૂપ હણાયલું (નહિ જેવું–વૃથા) છે; નઠારી ચાલવાળાનું કુળ હણાયલું છે; સિદ્ધ થયા વિનાની વિદ્યા હણાયલી જાણવી અને ભોગ વિનાનું ધન હણાયલું છે. ૪૪

**हतं ज्ञानं क्रियाहीनं हतश्चाज्ञानतो नरः ।**
**हतं निर्नायकं सैन्यं स्त्रियो नष्टा ह्यभर्तृकाः ॥४५॥**

આચરણ વિનાનું જ્ઞાન હણાયલું–નહિ બરાબર છે; અજ્ઞાની મનુષ્ય હણાયલો (મરેલો–મુરદા જેવો) છે; નાયક વિનાનું સૈન્ય હણાયલું છે અને પતિ વિનાની સ્ત્રી હણાયલી છે.

**आप्तद्वेषाद्भवेन्मृत्युः परद्वेषाद्धनक्षयः ।**
**राजद्वेषाद्भवेन्नाशो ब्रह्मद्वेषात्कुलक्षयः ॥४६॥**

શ્રેષ્ઠ જનોનો દ્વેષ કરવાથી મૃત્યુ થાય છે; બીજાનો દ્વેષ કરવાથી ધનનો ક્ષય થાય છે; રાજાનો દ્વેષ કરવાથી પોતાનો નાશ થાય છે અને બ્રાહ્મણનો દ્વેષ કરવાથી કુલક્ષય થાય છે.

**दुष्ट भार्या शठं मित्रं भृत्यश्चोत्तरदायकः ।**

ससर्पे च गृहे वासो मृत्युरेव न संशयः ॥४७॥

દુર્ગુણી સ્ત્રી, શઠ મિત્ર, સામે ઉત્તર દેનારો સેવક અને સર્પવાળા ઘરમાં રહેવું, એ સર્વ મૃત્યુરૂપ હોવામાં સંશય નથી.

धर्मं धनं च धान्यं च गुरोर्वचनमौषधम् ।
सुगृहीतं च कर्तव्यमन्यथा तु न जीवति ॥४८॥

ધર્મ, ધન, ધાન્ય, ગુરુવાક્ય અને ઔષધ, એ સર્વ ગ્રહણ કરવા યોગ્ય છે. કારણ કે તેમ ન કરનારો જીવતો નથી.

आत्मवर्गं परित्यज्य परवर्गं समाश्रयेत् ।
स्वयमेव लयं याति यथा राज्यमधर्मतः ॥४९॥

રાજ્ય જેમ અધર્મથી આપોઆપ નાશ પામે છે; તેમ જે મનુષ્ય પોતાના વર્ગનો પરિત્યાગ કરીને પરાયા વર્ગનો આશ્રય લે છે તે પણ પોતાની મેળેજ નાશ પામે છે. ૪૯

अभ्यासाद्धार्यते विद्या कुलं शीलेन धार्यते ।
गुणेन ज्ञायते त्वार्यः कोपो नेत्रेण गम्यते ॥५०॥

અભ્યાસથી વિદ્યા રહે છે; શીલથી કુળની આબરૂ ટકી રહે છે; ગુણથી શ્રેષ્ઠતા જણાય છે તથા નેત્રથી કોપ જણાય છે.

आचारः कुलमाख्याति देशमाख्याति भाषणम् ।
संभ्रमः स्नेहमाख्याति वपुराख्याति भोजनम् ॥५१॥

આચાર કુળ દર્શાવે છે; બોલી દેશ દર્શાવે છે; આદર સ્નેહ દર્શાવે છે અને ભોજન કર્યું છે કે નહિ તે શરીર દર્શાવે છે. ૫૧

दाक्षिण्यं स्वजने दया परजने शाठ्यं सदा दुर्जने

**प्रीतिः साधुजने स्मयः खलजने विद्वज्जने चार्जवम् ।**
**शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारीजने धूर्तता**
**इत्थं ये पुरुषाः कलासु कुशलस्तेष्वेव लोकास्थितिः ॥५२**

પોતાના મનુષ્યો પ્રત્યે ડહાપણ, પરાયા મનુષ્યો પ્રત્યે દયા, દુર્જનો પ્રત્યે શઠતા, સત્પુરુષોમાં પ્રીતિ, ખળ મનુષ્યો સાથે અભિમાન, વિદ્વાનો સાથે સરળતા, શત્રુ સાથે શૂરતા, ગુરુજનો સાથે ક્ષમા અને સ્ત્રીઓ સાથે ધૂર્તપણું, આવી રીતે વર્તનારા કળામાં સુકુશળ પુરુષોથીજ લોકમર્યાદા સ્થિર રહે છે.

**दूरस्थोऽपि न दूरस्थो यो यस्य मनसि स्थितः ।**
**यो यस्य हृदये नास्ति समीपस्थोऽपि दूरतः ॥५३॥**

જે જેના હૃદયમાં વસે છે તે દૂર હોવા છતાં પણ દૂર નથી; અને જે જેના હૃદયમાં વસતો નથી તે સમીપ છતાં પણ દૂરજ છે, એમ સમજવું. ૫૩



# સારા ગ્રંથોની કિંમત વિષે

(ભાગ્યના સ્રષ્ટાઓ ઉપરથી ભાવાનુવાદ)

આ જમાનામાં છાપખાનાં તમને ગીતા, કુરાન અને બાઈબલ ઈત્યાદિની પ્રતો જૂજ કિંમતે ખરીદવાને શક્તિમાન કરે છે; પણ તમે તેમાંના અખૂટ–દિવ્ય જ્ઞાનભંડારનો છૂટથી લાભ લ્યો અને તેથી તે તમારાપર તથા તમારી આસપાસનાં માણુસોપર જે દિવ્ય અસર કરે; તેના પ્રમાણમાં જો તેની કિંમત આંકો તો તે કેટલી થવા જાય ?

વળી છાપખાનાં આપણને બીજા પણ હજારો એવા ગ્રંથ આપે છે કે જેની ઉપકારકતાના પ્રમાણમાં આપણે માત્ર નજીવા ખર્ચે અનેક વિદ્વાનોના અને ઋષિમુનિઓના ઉત્તમ ગ્રંથોનું એક આખું સૈન્ય આપણી સેવામાં હાજર કરી શકીએ છીએ. ખરચેલા પૈસાનો આવો મોટો બદલો આપણને બીજે ક્યાંથી મળે છે કે જે બદલાનો (ગ્રંથોનો) આપણે જેટલો પણ વધુ વિચારપૂર્વક અને લક્ષ્યપૂર્વક ઉપયોગ કરીએ તેટલો આપણને વિશેષ લાભ અવશ્ય થાય ?

ઉત્તમ પુસ્તકોમાં કેટલું બધું દ્રવ્ય ભરેલું છે! અને તે છતાં ગરીબ માણુસ પણ થોડા ખર્ચમાં એ પુસ્તકો લઇ પોતાના જ્ઞાનમાં, ચારિત્ર્યમાં અને સુખસામર્થ્યમાં કેટલો બધો વધારો કરી શકે છે! તે વ્યાસ અને વાલ્મીકિ, શંકર અને રામાનુજ, ગૌરાંગ અને નાનકદેવ, જ્ઞાનેશ્વર અને રામદાસ, શ્રીકૃષ્ણ અને રામચંદ્ર, શિબી અને ભગીરથ, મહમ્મદ સલ૦ અને ક્રાઇસ્ટ તથા પ્લેટો અને સૉક્રેટિસ ઇત્યાદિ દિવ્યાત્માઓના અલૌકિક બુદ્ધિવૈભવ તથા ચારિત્ર્યચંદ્રોદયમાં આળોટી શકે છે. કોઇ પણ માણુસ સઘળા યુગના મહાનમાં મહાન તત્ત્વવેત્તાઓ, વિજ્ઞાનવેત્તાઓ, રાજદ્વારીઓ, મહાવીરો અને ગ્રંથકર્તાઓ સાથે વાદવિવાદ કરી શકે છે; ઇચ્છા થાય તો રામચંદ્ર, અર્જુન, સીઝર, સિકંદર અને નેપોલિયન જેવાઓની પાછળ પાછળ

તેમનાં અસામાન્ય યુદ્ધક્ષેત્રોમાં જઈ શકે છે; ખડકોમાં છુપાયેલી અનેક યુગોની વાર્તાઓ વાંચી શકે છે અને વ્યાસ, શંકર, પતંજલી તથા એડિસન વગેરે સાથે લૌકિક અને અલૌકિક જ્ઞાન-વિજ્ઞાનનાં ગૂઢ રહસ્યો ઉકેલી શકે છે.

વળી વ્યાસ અને વાલ્મીકિ જેવા પરમસિદ્ધો તો ગરીબમાં ગરીબની ઝુંપડીમાં ગ્રંથોરૂપે પ્રવેશ કરી રામાયણ તથા મહાભારતની કથાઓ ચિંથરિયા માણસો આગળ રજૂ કરે છે–ગાય છે!

માટે જો સઘળી વસ્તુઓ ખરીદવાની તમારામાં શક્તિ ન હોય તો આવશ્યક રાચરચીલાં વગેરેને બદલે સારાં પુસ્તકો ખરીદજો. એક સુંદર ઘર મૂલ્યવાન રાચરચીલાં, કિંમતી ચિત્રો, વેલબુટ્ટાદાર પડદા, કિંમતી ગાલીચા વગેરેથી ભરેલું હોય પણ તેમાં પુસ્તકાલય અથવા ઉત્તમ ગ્રંથો ન હોય તો તે કેવું ખરાબ! છતાં અફસોસની વાત છે કે ઘણાં સુંદરમાં સુંદર ઘરોમાં એકે ઉત્તમ પુસ્તક હોતું નથી!

જો જરૂર પડે તો થીગડાં દીધેલાં કપડાં અને સાંધેલા જોડા પહેરજો પણ પુસ્તકો લેવામાં કંજુસાઇ કરશો નહિ. તમે તમારાં બાળકોને બીજી રીતે શિક્ષણ ન આપી શકો તો તેમને થોડાંક ઉત્તમ પુસ્તકો તો જરૂર આપજો કે જેના સદુપયોગથી તેઓ ઉન્નત સ્થિતિએ પહોંચી આબરૂ અને માન મેળવે. જે બાળકોના હાથમાં ઉપયોગી ગ્રંથો આવે છે તે ગરીબમાં ગરીબ હોય તોપણ તેઓ શાળાના જેટલું–અથવા તેથી વધારે શિક્ષણ મેળવી શકે છે.

જો આપણા દેશના પ્રત્યેક ઘરમાં ઉત્તમોત્તમ પુસ્તકોનો સંગ્રહ હોય તો આપણી સંસ્કૃતિમાં કેટલો મોટો ફેરફાર થઇ જાય.

ગમ્મત મેળવવાનું બીજું કોઇ પણ સાધન વાંચનના જેટલું સસ્તુ નથી અને કોઇ પણ આનંદ એના જેટલો ટકતો નથી.



# સારા અને બીજા વાંચનારા

(ભાગ્યના સ્રષ્ટાઓ ઉપરથી ભાવાનુવાદ)

જે માણુસ વિશેષમાં વિશેષ જ્ઞાન સંપાદન કરીને તેને પોતાના ચારિત્ર્યમાં ઉતારે છે તેજ ઉત્તમોત્તમ પાઠક છે. યંત્ર જેવા વાંચનારાઓ તો માત્ર વસ્તુનાં છોતરાંરૂપ શબ્દોજ યાદ રાખે છે અને તેમાંનું સત્ત્વ પચાવતા નથી. તેઓ ગોખણુપટ્ટીથી પોતાનાં મગજ ભરી દે છે પણુ માનસિક શક્તિઓને ભૂખે મારે છે. જો તમે એક પુસ્તકનો સૌથી વિશેષ લાભ લીધો હોય તો તમને એક એવી કાર્યશક્તિનું ભાન થાય છે કે જેવી શક્તિ તમે પૂર્વે કદી અનુભવી હોય નહિ. જેમ થોડાકજ નટો, પોતે જે પાત્રનો ભાગ ભજવતા હોય છે તેનું સંપૂર્ણુ ચારિત્ર્ય જાણુતા હોય છે; તેમ માત્ર થોડાજ પાઠકો ગ્રંથકારોના હૃદય અને આત્માને યથાવત્ ઓળખતા હોય છે.

ઉતાવળથી કે ઉપરટપકે વાંચવાથી સ્મરણુશક્તિપર અસહ્ય બોજો પડી વાંચનાર છેવટે ગ્રહણુશક્તિ, યાદશકિત, તુલનાશક્તિ તથા વિચારશકિત ગુમાવી દે છે, કે જેના વિના કોઇ પણુ કાર્ય થઇ શકતું નથી.

ઇજીપ્શિયનો ગ્રંથોને "આત્માની ઔષધિ" કહેતા હતા.

"જે માણુસ દિવસનું કામ પૂરૂં થયા પછી વર્તમાન તથા ગ્રંથોરૂપે વિરાજતા ભૂતકાલના મહાબુદ્ધિમાન પુરુષો સાથે સંભાષણુ કરીને સુખ–શાંતિ મેળવે છે; તે માણુસ ખરૂં સુખ ભોગવે છે. થાકેલા તન–મનને માટે એ બૌદ્ધિક આનંદ જેવો કોઇ પણુ આનંદ, આરામ કે કાર્યશકિત આ પૃથ્વી પર નથી." —ઍલેકઝાન્ડર કૉકબર્ન

---

# ખરાબ પુસ્તકોની ખરાબ અસર

ન્યૂ ગેટની જેલના ધર્મોપદેશકે પોતાના વાર્ષિક રિપૉર્ટમાં ઘણુા માનવંત કુળના અને સુંદર દેખાવના છોકરાઓ વિષે લખ્યું છે કે "તરુણુ સ્ત્રીપુરુષની ગમ્મતને ખાતર પ્રકટ થતાં હલકાં વર્તમાનપત્રો વાંચવાનો નાદ એક પણુ અપવાદ સિવાય આ છોકરાઓને

લાગ્યો હતો અને તેથી તેઓ જેલમાં જતા હતા. આ દેશમાં એવી કોઇ પણ ફોજદારી કોર્ટ વા જેલ નથી કે જ્યાં આવા પ્રકારના ગુન્હાઓ ન જણાય. આધુનિક સમયમાં ખરાબ પુસ્તકોની અસરથી નીતિનો કેટલો નાશ થયો છે તેનું માપ ભાગ્યે કાઢી શકાય."

એક વાર એક છોકરાએ બીજા છોકરાને બીભત્સ ચિત્રો અને શબ્દોવાળું એક પુસ્તક બતાવ્યું અને તેણે તે માત્ર થોડીજ પળો પોતાના હાથમાં લીધું હતું. પાછળથી તે શ્રેષ્ઠ ધર્માચાર્ય થયા પછી તેણે એક મિત્રને એ વિષે કહ્યું હતું કે "એ પુસ્તક જોવા કરતાં તો મેં મારી અર્ધી મિલ્કત આપી દીધી હોત તો વધારે ઠીક થાત. કારણ કે કેટલીક વાર તેમાંનાં અપવિત્ર ચિત્રો પવિત્ર સમયે પણ વગર તેડયે મારા મનમાં આવીને ઉભાં રહે છે!"

જેમ્સ ટી. ફીલ્ડઝે જેમ્સ પોમરૉય નામના ખૂની બાળકની જેલમાં મુલાકાત લીધી હતી ત્યારે બાળક પોમરૉયે તેને કહેલું કે "મને ખૂન અને ચોંકાવનારી ઘટનાઓવાળી વાર્તાઓ વાંચવાનો ઘણો નાદ લાગ્યો હતો. ખૂન અને બીજાં ભયંકર કૃત્યોનાં વર્ણનથી ભરેલાં છ પેનિની કિંમતનાં નૉવેલો મેં ખૂબ વાંચ્યાં હતાં અને આ પુસ્તકોએ મારા મગજમાં ભયંકર વિચારો મૂકી મને ખૂની કામો કરવાને પ્રેર્યો હતો એમાં જરા પણ શક નથી."

જો હું એક યુવાનને 'પોલીસ ગૅઝેટ' અને એવાજ પ્રકારનાં બીજાં પત્રો વાંચતો જોઉં, તો વખત જતાં એનું નામ ફોજદારી કૉર્ટનાં દફતરોમાં નોંધાયેલું જોઇ મને આશ્ચર્ય થાય નહિ. બિશપ પૉટરે કહ્યું હતું કે "માણસ જે કક્ષાનાં પુસ્તકો વાંચે છે તેના કરતાં તે ચઢતી કોટીનો કદી પણ થઇ શકતો નથી, એ એક સિદ્ધ વાક્ય છે."

દુર્ભાગ્યની વાત છે કે, આ દેશમાં આજકાલ કેટલાકો બીભત્સ અને ક્રૂર વર્ણનવાળા લેખો લખવા તથા છાપવા મંડી પડયા છે!

# आ संस्थान तैयार ग्रंथो

## धार्मिक ग्रंथो

| | मूल्य |
|---|---|
| श्रीमहाभारत–संपूर्ण भाषांतर–७ भागमां... | ३६) |
| श्री वाल्मीकि रामायण–३२ चित्रो साथे ... | ६) |
| श्रीतुलसीकृत रामायण–नवी आवृत्ति, ३२ चित्रो | ३॥ |
| श्रीगिरधरकृत शुद्ध रामायण .... .... | २॥ |
| श्रीयोगवासिष्ठ महारामायण–बे भागमां.... | १०) |
| महाभारतनुं शांतिपर्व–नवी आवृत्ति.... | ५) |
| श्रीमद्‌भगवती भागवत–(नवी आवृत्ति) | ४॥ |
| श्रीमद्‌भागवत–नवी आवृत्ति ३.३) बे भागमां | ३॥ |
| श्रीज्ञानेश्वरी भगवद्‌गीता–नवी आवृत्ति | २) |
| श्रीरामकृष्ण कथामृत–बंने भाग भेगा ... | २॥ |
| श्रीमहाभारत अने रामायणविषे विचारो(सादु) | ०॥= |
| श्रीमहाभारतविषे–जाणवाजोग विचारो ... | १॥ |
| धर्मतत्त्व–बंकिमचरित्र साथे ०॥, योगतत्त्व... | १। |
| स्वामी रामतीर्थ–चार ग्रंथोमां १३ विभाग छे. | ८) |

| | |
|---|---|
| भाग १ थी ५....२) | भाग १०–११, २) |
| भाग ६ थी ९.... २॥ | भाग १२–१३.... २) |

स्वामी विवेकानंद–आठ ग्रंथोमां १३ भाग छे.

| | |
|---|---|
| भाग १–२–३, २॥ | भाग ६–७.... १) |
| भाग ४–५.... २॥ | भाग ८ मो.... २) |

| | |
|---|---|
| ભાગ ૯ મો—ચરિત્ર ૨॥ | ભાગ ૧૧ મો—જ્ઞાનયોગ ૧॥= |
| ભાગ ૧૦ મો—રાજયોગ ૧) | ભાગ ૧૨—૧૩ પત્રો, ઉપદેશો ૧॥ |

**ભગવદ્ગીતા**—સરલાર્થ સાથે, સાદુ પૂંઠુ ૦)=, પાકુ૦)≈

**ભગવદ્ગીતા**—સરલાર્થ સાથે, મોટા અક્ષર ૦।, ૦।=

**ભગવદ્ગીતા**—શ્રીધરી ટીકાનુસાર અર્થ સાથે ... ૦।–

**ભગવદ્ગીતા** મૂલમાત્ર—મધ્યમાક્ષર ૦।, મોટા અક્ષર ૦॥

**પંચરત્ન ગીતા**—ગુ૦ સરલાર્થ સાથે ૦॥, મોટા અક્ષર ૦॥।

**પંચરત્નગીતા—મૂલમાત્ર**—ત્રણ પ્રકારની ૦।, ૦।=, ૦॥।

**શ્રીવિષ્ણુસહસ્રનામ**—ગુજરાતી અર્થ સાથે... ૦)–॥

**પ્રભુમય જીવન**—સુધારેલી નવી આવૃત્તિ સાદુ પૂંઠુ ૦।

**શ્રીસુબોધ રત્નાકર**—અસરકારક દૃષ્ટાંતોથી ભરપૂર ૦॥।

**અખાની વાણી**—મનહર પદ સાથે .... .... ૧॥

**પ્રીતમદાસની વાણી**—ચરિત્ર સાથે મોટો સંગ્રહ ૧॥

**છોટમની વાણી**—ગ્રંથ પહેલો ૧), બીજો ૧॥, ત્રીજો ૧)

**શ્રીભજનસાગર**—સાદુ પૂંઠુ ૦।=, પાકું પૂંઠુ ૦॥–

**ઉપદેશસારસંગ્રહ**—ભાગ ૧,૨ ભેગા ... ... ૧)

| | |
|---|---|
| **સ્વર્ગનું વિમાન** ૧।= | **સ્વર્ગનો ખજાનો** ૧।= |
| **સ્વર્ગની કુંચી** ૧।= | **સ્વર્ગનો પ્રકાશ** ૧।= |

**આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર** સાદુપૂંઠુ ૦।–

## उत्साह अने चेतनाप्रेरक पुस्तको

**આર્યોના સંસ્કાર** અથવા **હિંદની વિદ્યાકળા** ૦॥

**શુભસંગ્રહ**—ભાગ ૧ લો ૦।, ભાગ બીજો ૨॥, ભાગ ૩જો ૧॥

ભાગ ૪ થો ૧॥, ભાગ ૫ મો ૧॥, ભાગ ૬ ઠો ૧॥।, ભાગ ૭મો ૧॥

| | |
|---|---|
| આગળ ધસો ૧॥। | ભાગ્યના સ્રષ્ટાઓ ૧॥ |

આદર્શ દૃષ્ટાંતમાળા—ભાગ ૧ લો ૧)≈, ભાગ બીજો ૧।

બંકિમ નિબંધમાળા—ધર્મતત્ત્વ સાથે ... ૧॥।

સુખી જીવનનાં સાધન ... ... .... ०॥≈

સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ ... .... ૧।

## बोधदायक उत्तम जीवनचरित्रो

પરમહંસ શ્રીરામકૃષ્ણનું ચરિત્ર અને ઉપદેશો ૧॥

ભાસ્કરાનંદ અને વિજયકૃષ્ણ ગોસ્વામી ....૧॥

ભારતનાં સ્ત્રીરત્નો—ત્રણ ગ્રંથોમાં નવી આવૃત્તિ...૬)

મહાન સાધ્વીઓ—અતિ ઉત્તમ ૧૫ ચરિત્રો ... ૧।

શ્રી ભક્તચરિત્ર અથવા ભક્તિરસામૃત ... ૧॥

| | |
|---|---|
| ભારતના વીરપુરુષો ૧) | વીર દુર્ગાદાસ.... ०॥ |
| શ્રી શિવાજી છત્રપતિ ૨। | સમ્રાટ્ અકબર ૧। |
| નેપોલિયન બોનાપાર્ટ ૩) | દાનવીર કાર્નેગી ૧॥ |
| મુસ્લીમ મહાત્માઓ ૧॥। | કાઉન્ટ ટૉલ્સ્ટૉય ૨॥ |

## इतिहास अने वैदक संबंधी पुस्तको

રાજસ્થાનનો ઇતિહાસ—બે મોટા ગ્રંથોમાં ૧૦)

આર્યભિષક્—નવી આવૃત્તિ .... .... .... ૩)

આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન—ગાંધીજીકૃત... ०।-

## बोधप्रद टुंकी वार्ताओ

ટુંકીવાર્તાઓ—ભાગ ૧ થી ૪ ભેગા—૬૬ વાતો... ૨)

ટુંકીવાર્તાઓ—ભાગ ૫ મો—૨૮ વાતો .... ०॥-

ટુંકીવાર્તાઓ—ભાગ ૬ ઠો—૨૭ વાતો ... ૧)
ટુંકીવાર્તાઓ—ભાગ ૭ મો—અનેક વાતો ... ૧ા
દયાળુ માતા અને સદ્ગુણી પુત્રી .... ૦ા

## बालक माटे खास उपयोगी पुस्तको

સદ્ગુણી બાળકો—૬૯ ટુંકાં બાળચરિત્ર ... ૦ા
બાળસદ્બોધ—વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ૦ા
બાળકોની વાતો—રસિક વાતચિત્રરૂપે ૨૧ પાઠ ૦)≡
દુઃખમાં વિદ્યાભ્યાસ—સચોટ સાચાં દૃષ્ટાંતો ૦ા
સુબોધક નીતિકથા—શ્રી. બીરબલની લખેલી ... ૦ા≡

## चित्रो अने चित्रावलीओ

શ્રીમહાભારત ચિત્રાવલી—૨૬ ચિત્રો, પાકાં પૂંઠાં ૧)
શ્રીરામાયણ ચિત્રાવલી—૩૬ ,, ,, ,, ૧)
શ્રીકૃષ્ણમુરારીનું ત્રિરંગી મોટું ચિત્ર ... ૦ા–
શ્રીદ્રૌપદી-વસ્ત્રાહરણ ,, ,, ... .... ૦ા–
જ્ઞાનપટ—સોપાનપટ ... ... ... ... ૦)–

૧—પોસ્ટખર્ચ દરેકનું જુદું. ૨—મંગાવેલાંમાંથી જે પુસ્તકો ન આવે તે ખલાસ સમજવાં. ૩—પૂરૂં મૂલ્ય પ્રથમ મોકલી ૮–૧૦ રૂ.નાં પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી પેકીંગ વગેરેના ૦ા ચઢવા છતાં કુલ ખર્ચ બહુ ઓછો આવશે. ૪—અમદાવાદના કાર્યાલય માટે કિંમત ઘટાડેલી તે ઘણાંખરાં પુસ્તકો માટે હજી જારી છે. તેનું સૂચિપત્ર બીજું મળશે. ૫—સામટાં રૂા. ૧૦૦)નાં પુસ્તકો લેવાથી એ કિફાયતી કિંમતમાં પણ ૬ા ટકા કપાશે. ૬—મુંબઈના કાર્યાલયમાં બહારગામ મુજબની કિંમત લેવાશે અને કમમાં કમ ૨૫)નાં લેવાથી કમીશન કપાશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** { અમદાવાદ અને મુંબઈ–૨

# वेदवाक्य

नानाश्रांताय श्रीरस्ती रोहित सश्रुम। पापोनृषद्वरोजनः।
इन्द्र इच्चरतः सखा। चरैवेति चरैवेति ॥१॥

અર્થાત્—થાકી જતાં સુધી પરિશ્રમ નહિ કરનાર સુખ, સામર્થ્ય, સમૃદ્ધિ, કીર્તિ કે ઉન્નતિ પ્રાપ્ત નથી કરી શકતો. આળસુ મનુષ્ય પાપી છે, પરમાત્મા પુરુષાર્થ કરનારનોજ સાથી છે; માટે પુરુષાર્થ કરો, પુરુષાર્થ કરો.

पुष्पिण्यौ चरतो जंघे भूष्णुरात्मा फलग्रहिः।
शेरेऽस्य सर्वे पाप्मानः श्रमणे प्रपथे हताः॥
चरैवेति चरैवेति ॥२॥

અર્થાત્—ચાલનારની જાંઘો પુષ્ટ થાય છે; પુરુષાર્થીજ ફળને પામે છે. તેનાં સર્વ પાપ શ્રમને લીધે માર્ગમાંજ નાશ પામે છે; માટે પુરુષાર્થ કરો, પુરુષાર્થ કરો.

आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः।
शेते निपद्यमानस्य चराति चरतो भगः॥
चरैवेति चरैवेति ॥३॥

અર્થાત્—જે બેસી રહે છે તેનું ભાગ્ય પણ બેસીજ રહે છે; ઉભા રહેનારનું ઉભુંજ રહે છે; સૂઈ રહેનારનું સૂઇજ રહે છે અને ચાલવા માંડનારનુંજ ભાગ્ય ચાલવા-વધવા માંડે છે; માટે પુરુષાર્થ કરો, પરિશ્રમ કરો.

"ઐતરેય બ્રાહ્મણ સપ્તમ પંચિકા"

